2306

# THE LIFE OF PETER THE GREAT.

BY

CHUNILAL BAPUJI MODI,
HEAD MASTER OF THE PRACTISING SCHOOL
TRAINING COLLEGE, RAJKOT.



Ahmedabad:

Printed at the Ahmedabad United Printing and General Agency Company's (Limited) Press by Ranchorlal Gangaram



1881.

*PRICE FOURTEEN ANNAS.*

# અનુક્રમણિકા.



## ભાગ ૧ લો.

પીટરનાં માબાપની હકીગત—એનું બાળપણ—વિદ્યાભ્યાસ—તેના જીવ ઉપર આવેલી આફત અને તેનું નિવારણ—તેની બેન સોફીયાની આખર—પીટરનો સ્વતંત્ર રાજ્યાધિકાર વગેરે ............................ ૧

## ભાગ ૨ જો.

પીટરનો હાલાંડદેશમાં મુકામ—ત્યાં તેનો ઉદ્યોગ—ઇંગ્લાંડદેશમાં જઇ આવવું—તેવામાં માસ્કોમાં બંડ થવાના સમાચાર મળવા અને તેથી પાછું સ્વદેશમાં જવું—તેમાંના અપરાધીઓની તપાસ અને તેમને કરેલી સજા...... ૬૧

## ભાગ ૩ જો.

રૂશદેશનું આરમાર વધારવાનો પીટરનો પ્રયત્ન—સ્વીડનના રાજા બારમા ચાર્લસનું જોર—તેના ઉપર સ્વારી કરવાસારૂ રૂશિઆ, ડેનમાર્ક અને પોલાંડના રાજાઓ વચ્ચે થએલો એક સંપ--પીટર અને ચાર્લસ વચ્ચે નાર્હ્વા આગળ થએલી ભારે લડાઇ, તેમાં પીટરની હાર, ઇરેગફોર્ટની લડાઈ—પીટરની જીત—ક્યાથેરાઇનનો ઉદય—પીટરે સેંટ પીટર્સબર્ગ બાંધ્યુ અને વસાવ્યું ..................... ૯૦

## ભાગ ૪ થો.

પીટર અને ચાર્લસની લડાયક તૈયારીઓ—તેમની વચ્ચે પલતુવાની મોટી લડાઈ—પીટરની ફતેહ—ચાર્લસની દુર્દ-

શા—તુર્કસ્તાનના સુલતાન સાથે પીટરનો કજીઓ, પ્રુથનદી ઉપરની મોટી લડાઈ—પીટરની હાર અને કાથેરાઇનની સલાહવડે થએલો બચાવ—બન્નેજણ વચ્ચે કોલકરાર—સુલતાનના વજીર જોડે ચાર્લ્સની મુર્ખાઇ ભરેલી વર્તણુક...૯

## ભાગ ૫ મો.

તુર્કીસરકાર જોડે બીજીવારના કોલકરાર—આલેક્સિસનાં જર્મનીમાં લગન—રૂશિઆ, સાકસની અને ડેનમાર્કના રાજાઓ સંપ કરીને સ્વીડ લશ્કર સાથે લડ્યા. સ્તીનબાકનું નિર્દયપણું—ફિનલાંડમાં પીટરની ફતેહ—કાથેરાઇને એક બાળકને જન્મ આપ્યો—પીટર્સબર્ગમાં મિજબાનીઓ—એક મિજબાનીમાં પીટરનું ભાષણ—પીટરનું નિત્યકર્મ—તેના પાટવીકુંવરની વહુનું મૃત્યુ—કાથેરાઇને પુત્ર પ્રસવ્યો—પીટરની યુરોપખંડમાં મુસાફરી—પીતાપુત્ર વચ્ચે વેરભાવ અને તેનું પરીણામ વગેરે... ............૧૧૩

## ભાગ ૬ ઠો.

આલેક્સિસની તપાસ કરવાને નીમેલી સભા આગળ પીટરનું ભાષણ—પાટવીકુંવરનું મૃત્યુ—તે બાબત જુદા જુદા તર્કો—લાભકારક રીતે લડાઇની આખરે—તેથી પ્રજાને થએલો સંતોષ અને તેથી તેમણે કરેલો મહોત્સવ—પ્રજાએ તેને ઘણું માન આપીને 'ધિ ગ્રેટ'ની પદવી આપી' ફરીથી થોડુંક યુદ્ધ પ્રકરણ—પીટરનો મંદવાડ અને મરણ—તેના સ્વભાવ વગેરેનું વર્ણન—ઉપસંહાર...........૧૪૧

---

# પ્રસ્તાવના.

દેશમાં સારો રાજા થવો એતો કેવળ ઇશ્વરનો પ્રસાદ છે, તોપણ આરિસ્ટોટલ કહેછે તેખરૂંછે કે, "માણસ નકલ કરનાર પ્રાણીછે" તેના મોઢા આગળ એક રૂડો નમુનો મૂકવાથી તેની નકલ કરવાને કંઈ યત્ન કરશે. એ વિચારથી એ દેશોન્નતિ કરનાર મહાન પુરૂષ પીટરનું ટુંકું ચરિત્ર મારા ગુજરાતી ભાઇઓની સેવામાં નમ્રતાપૂર્વક રજુ કરૂં છું. જે ઉપરથી દેશનો સુધારો ચહાનારા દેશી રાજાઓ, અને ગૃહસ્થોને દાખલા રૂપ થઈ પોતાના વિચારમાં મદદગાર થઈ પડશે.

જે પુરૂષો પોતાના દેશને ઉંચી સ્થિતિમાં આણવા ચાહેછે. તે પોતાના પૈસાની, વૈભવની અને જીવની દરકાર રાખ્યા વિના પોતાની જીંદગીની આખરસુધી પરિશ્રમ કરે છે. તેમનાં નામો દુનિયામાં અમર રહેછે. આપણા દેશમાં વિક્રમ પોતાની પ્રજાના ભલાને માટે પરિશ્રમ કરીને પરદુઃખભંજન પદ પામ્યો છે. તેમજ હાલના સમયમાં રૂશિઆનું રાજ આ મહાન્ પુરૂષના શ્રમવડે દુનિઆના દેશોની દૃષ્ટિ પોતાનીભણી દોરેછે. એ સ્થિતિમાં આણવાને એ પુરૂષે પોતાનો રાજવૈભવ છોડી પરદેશમાં માત્ર પોતાની પ્રજાના ભલાસારૂ મજુરી કરી હતી. એમ દુઃખ વેઠીને, તેમજ અણસમજુ પ્રજાની નિંદા ખમીને તથા પોતાનો ધણીઆણી અને વડીલ પુત્ર જે સુધારાના કામમાં આડે આવતાં હતાં તેમનું નિવારણ કરીને પોતાના સતત્ ઉદ્યોગ વડે દેશને ઉંચી હાલતે આણ્યો છે.

માટે આ ચરિત્ર આપણા દેશના રાજારજવાડા, રાજકુંવરો અને દરેક દેશસુધારકે વાંચી, તેમાંનું તાત્પર્ય સમજીને બનેતો તે પ્રમાણે ચાલીને પોતાના દેશનું ભલું કરવું; એવી મારી તેમને તથા તેમ કરવાને પ્રેરણા કરવા સારૂ સર્વ શક્તિમાન પરમેશ્વરને પ્રાર્થના છે.

આ પુસ્તક રાજેશ્રી વિનાયક કોંડદેવ ઓકે મરેઠીભાષામાં લખેલું છે. તે તથા જનરલ ગોર્ડનનું લખેલું ઇંગ્રેજી પુસ્તક સાથે રાખી,લખીને કેળવણીખાતાના મેહેરબાન વડા અધિકારી કે.એમ. ચ્યાટફિલ્ડસાહેબ તરફ મોકલ્યું. તેમણે તપાસને સારૂ ગુજરાતી ટ્રાન્સલેટર મેહેરબાન રાવસાહેબ મહીપતરામ રૂપરામ ઉપર મોકલ્યું તેમણે ધીરજથી તપાસીને કેટલીક બાબતો જે બાળકને ગેર ઉપયોગી ગણાય એવી લાગી તે કાહાડી નાંખીને ઠેકાણે ઠેકાણે સુધારીને પોતાની પસંદગી લખી મોકલી માટે તેમનો તથા મેહેરબાન ડીરેકટર સાહેબે આશાને માટે કેટલીક નકલો ખરીદ કરવાનું કબૂલ કર્યું માટે તે સાહેબોનો મોટો આભાર માનુંછું.

રાજકોટ ટ્રેનિંગકાલેજ
તા.૧૭મી નવેમ્બર સ.૧૮૮૪ } લ.ચુનીલાલ બાપુજી મોદી.



# પીટર ધિ ગ્રેટનું ચરિત્ર.

## ભાગ પેહેલો.

હાલના વખતમાં પૃથ્વી ઉપર જે રાજ્યો છે, તેમાં રૂશિઅન રાજ્ય જેવડું મોટું બીજાું એકે નથી; એ વાત માત્ર નકશો જોવા ઉપરથીજ ધ્યાનમાં આવવા જેવી છે. એ રાજ્ય વિસ્તારમાં જેમ બીજા કરતાં મોટું છે, તેમ બળમાંએ શ્રેષ્ટ છે. એ દેશને એવી જાહોજલાલી મળવાને તેના અનેક બાદશાહોનાં ગુણકર્મો કારણ ભૂત થયાંછે, એ વાત ખરી છે. તથાપિ એ દેશના લોકોના અજ્ઞાનનો નાશ કરીને જ્ઞાન વધારવા તથા સર્વ પ્રકારે કલ્યાણ કરવા સારૂ જેટલી મેહેનત પીટરે કરી, તેટલી બીજા કોઇએ કરી નથી. અથવા એ દેશને જે આવડી મોટાઈ મળીછે, તે આ મહાપુરૂષના પરિશ્રમનું ફળ છે, એમ કહીશું તો તે ખોટું નથી. સ્વદેશ હિતાર્થે મથન કરનારા જે પુરૂષો આજ સુધી થઈ ગયાછે, તેઓમાંના ઉત્તમમાં પીટર ધિ ગ્રેટની ગણના છે. એનું ચરિત્ર ઘણું મનોરંજક અને આપણા દેશના રાજાઓને દાખલો લેવા જોગ છે, માટે તે અત્રે ટુંકામાં લખવાનો આરંભ કરીએ છીએ.

પીટર ધિ ગ્રેટના કથાનો આરંભ કર્યા પહેલાં, તેના પિતા આલેક્સિસ વિષે થોડીઘણી માહિતી થવી જોઇએ. એ આલેક્સિસ મોટો પરાક્રમી પુરૂષ હતો. તેણે સ્વદેશ કલ્યાણના અનેક ઉદ્યોગ કર્યા. પરંતુ લોકોના અજ્ઞાન અને દુરાગ્રહને લીધે તેમાં તે ફતેહમંદ થયો નહિ. તેમાં તે બિચારાનો શો વાંક? તો પણ તેની કારકીર્દીમાં કેટલાંએક નવાં કારખાનાં સરૂ થયાં; પ્લેસ્કો અને સ્માલેન્સ્કો એ બે પ્રાંતોને

તેણે પોતાના રાજ્યમાં ઉમેર્યા; કાયદામાં ઘણો સુધારો કરીને તેને ન્યાયશાસ્ત્રના રૂપમાં આણ્યા; રાજકીય પ્રકરણ- માં ધર્માધિકારીઓનું ઘણું જોર હતું તે કમી કરી નાખ્યું; અને લશ્કરમાં કવાયત વગેરે ટાપટીપની ગોઠવણ ગાર્દન, લેફ્લી ઇત્યાદિ હોંશિઆર પરદેશી માણસોની મદદથી ચાલુ કરી. પરદેશની કળાકૌસલ્ય પોતાના લોકોમાં આવવાથી કે- ટલો ફાયદો થાય એ તેને સારીપેઠે માલમ હતું, માટેજ તેણે હાલાંડ દેશના ખારવા તથા વાહાણ બાંધનારાને પોતાની ચાકરીમાં રાખ્યા હતા. આપણા દેશમાં પરદેશી વાહાણો આવે તથા આપણાં વાહાણો પરદેશમાં જાય, એમ વેહે- વાર વેપારની વૃદ્ધિ કરવાની તેની ઘણી ઇચ્છા હતી. તેમજ આપણા દેશમાં મોટું આરમાર હોય અને કાળા સમુદ્ર ઉ- પર તથા ક્યાસ્પિયન સમુદ્ર ઉપર પોતાનો અમલ ચાલે એવા વિચારો નિરંતર તેના મનમાં ઘોળાતા હતા. તથા તે વિષે યથાશક્તિ તે પ્રયત્ન કરતો; તથાપિ ઘણા કામને લીધે તથા લોકોના અજ્ઞાનને લીધે તેના ધાર્યા પ્રમાણે મનસુબા પાર પડ્યા નહિ; તો પણ એટલા ઉપરથી વાંચનારના ધ્યા- નમાં આવ્યું તો હશે કે, તે કેવા પ્રકારનો પુરૂષ હતો.

આલેક્સિસને બે રાણી હતી. તેમાંની બીજીને એક કુંવર ને એક કુંવરી એવા બે ફરજંદ હતાં. તેમાંનો કુંવર તે આ વિષયનો નાયક પીટર છે. આલેક્સિસ જોડે પીટર- ની માના લગ્નની હકીગત કેટલાએક ગ્રંથોમાં ઘણી અચં- બા ભરેલી છે, એવી કે:—આલેક્સિસની પ્રધાન મંડળી મધ્યે માતઉિહ ઓફ નામે ગૃહસ્થ પરદેશ ખાતાનો પ્રધાન હતો. તેના ઉપર આલેક્સિસની ઘણી મેહેરબાની હોવાથી તે તેને ઘેર વારંવાર જતો, તથા પોતાના મનની સઘળી વાતો તેને કહેતો. એમ કેટલાંએક વરસ સુધી ચાલતાં એક દિ- વસ સંધ્યાકાળે આલેક્સિસ સેહેજસાજ તેને ઘેર ગયો. તે

વેળાએ ત્યાં ભાણાં પીરસાઇને જમવાની તૈયારી થઈ હતી. તે જોઇને બાદશાહ તેને કહેવા લાગ્યો કે, “અરે, તમારા ઘરની જમવાની ગોઠવણ હંમેશ ઘણી સારી હોયછે; હું અહીં આવ્યો, એટલે જાણે જર્માની જાઉં એમ લાગેછે, ને આજ પણ હું તમારી પંક્તિએ આવુંછું, પણ તમે મારે માટે કંઈ વધારે ઓછું કરશો માં હો! મને તમારી દરરોજની ગોઠવણ ઘણી ગમેછે.” તેનો માતબ્હિ આફે જવાબ દીધો, “ઠીકછે, જેવી સરકારની મરજી હશે તેમ” એટલી વાત થયા પછી તે ભાણા ઉપર બેઠા, એટલામાં માતબ્હિઆફની સ્ત્રી ત્યાં આવી, તેની સાથે બીજાં બે માણસો હતાં, એક જુવાન છોકરો અને બીજી સુસ્વરૂપ જુવાન કન્યા. એમ ત્રણે જણાં રાજાને બેઠેલો જોઇને ઘણી અદબ સાથે ઉભાં રહ્યાં. પણ તેઓને બેસવા સારૂ આલેક્સિસે ઘણો આગ્રહ કર્યો ત્યારે તેઓ બેઠાં. એ વેળાએ પેલી કન્યાનું ભાણું બરાબર બાદશાહની સન્મુખ આવી રહ્યું હતું, તેથી તેના સૌંદર્યવડે બાદશાહનું ચિત્ત વેંધાયું. એ છોકરાની અને છોકરીની ભણી એકી નજરે જોતાં માતબ્હિઆફને તે કહેવા લાગ્યો કે, “અરે, તમારે માત્ર એક છોકરો છે, એમ હું જાણતો હતો.” તેનો માતબ્હિઆફે ઉત્તર દીધો, “સરકાર જે જાણેછે તેજ ખરૂંછે. કૈરિલા નારિશ્કિન નામે એક ગૃહસ્થ મારો મિત્ર અને સગો છે તેની આ દીકરી છે. એને ભણાવવા ગણાવવાનું કામ મારા કુટુંબે માથે લીધેલું છે. હાલમાં તે ઘણી હોંશિઆર થઇછે. અને હવે તેને ઇશ્વર કૃપાથી સારૂં ઘરબાર થાય એટલીજ અમારી અપેક્ષા છે.”

જમી રહ્યા પછી ઘરનાં બીજાં માણસો ઉઠી ગયાં અને બાદશાહ તથા માતબ્હિઆફ આમતેમ વાતો કરવા બેઠા. એ વેળાએ પેલી જુવાન કંન્યા ત્યાંથી ગઈ હતી; તથાપિ

તે બાદશાહના અંતઃકરણમાંથી ખસી નોહોતી. તેથી તે બાબત ફરીને વાત કાઢી આલેક્સિસે માતવ્હિઆફને કહ્યું કે, એવી સદ્ગુણી અને સુંદર છોકરીને તમારે યોગ્ય સ્થળ જાઇને દેવી જોઇએ. એ સાંભળીને પ્રધાને જવાબ દીધો, "મહારાજ મારી પણ એવી ધારણા છે; પરંતુ એની પાસે ઘણા પૈસા નથી અને અમે કંઈ તજવીજ કરીએ એવી અમારી પણ તાકાત નથી. વાસ્તે જોઇએ આગળ શું થાયછે." આ બનાવને કેટલા દિવસ વિત્યા પછી એક વેળા આલેક્સિસ માતવ્હિઆફ પાસે આવીને કહેવા લાગ્યો કે, "એ જુવતી કન્યાને માટે મેં એક ઠેકાણું શોધી કહાડ્યુંછે. તે પુરૂષ ઘણો સદ્ગુણી અને મોટો શ્રીમંત છે, તેને પૈસાની ગરજ નથી, તેથી હું ધારૂંછું કે એ તેને પસંદ પડશે." તે પુરૂષ કોણ છે? એવું જ્યારે બાદશાહને પુછવામાં આવ્યું ત્યારે તેણે પેહેલાં તો બરાબર કહ્યું નહિ. તથાપિ પોતાના મિત્રનો ઘણો આગ્રહ જોઈ, લગારેક હાસ્યવદન કરીને આલેક્સિસ બોલ્યો, "વારૂ માતવ્હિઆફ હું ખરેખરૂં કહુંછું કે, ખુદ મારૂંજ મન તેના ઉપર ચોંટેલું છે; એ વાત તેને જણાવવી; મેં તેની સાથે પરણવાનો નિશ્ચય કર્યોછે." એ કન્યાનું નામ નાતાલિઆ હતું.

બાદશાહની એવી મરજી જોઇને માતવ્હિઆફને ઘણી નવાઈ લાગી. અને તે બાદશાહને પગે પડી, હાથ જોડી કહેવા લાગ્યો કે, "મહારાજ હું સેવકની એક વિનંતી સાંભળજો, આપના દરબારમાં મારા ઘણા વેરીછે; તે હાલમાં મારી અદેખાઈ કરેછે. અને તેમાં જ્યારે મેં ઉછેરેલી કન્યાને આપ રાણી કરશો તે વારે તેમના જીવને શું થશે તે કોણ જાણે; માટે એ કામ એકાએક ઉતાવળું કરશો નહિ. પણ જે કરો તે ધીરજથી વિચાર કરીને કરજો. એટલે મનેએ સારૂં અને આપને પણ સારૂં." તેનો બાદશાહે

જવાબ દીધો, "છિઃ! એટલો ડરેછે કેમ ! તેઓ શું કરશે!" એ સાંભળી માતન્હિઆફ બોલ્યો, "મહારાજ તે કાંઈ કરે કે ન કરે; પણ હું આપની પાસે હાથ જોડીને એકવાનું માગી લઉંછું, તે કૃપા કરીને મને આપશો. તે એટલુંજ કે, એ આપનો હેતુ આપના લોકોમાં એકદમ જાહેર કરશો નહિ. પણ લગ્નનો મોઘમ વિચાર સર્વમાં જાહેર કરીને, આપણા દેશના ચાલ પ્રમાણે રાણી પસંદ કરવા સારૂ તમામ મોટા લોકોની કુંવારી કંન્યાઓને દરબારમાં બોલાવવી. તેમાં નાતાલિઆ પણ સેહેજ આવશેજ, તેને આપે ત્યાં પસંદ કરીને પછી ચાલ પ્રમાણે તેની જોડે પરણવું." એ સાંભળી બાદશાહ બોલ્યો, "વારૂ તારી મરજી પ્રમાણે હું કરૂંછું."

પછી તેવી રીતે નાતાલિઆ સાથે બાદશાહનાં લગ્ન થયાં. એ રાણી ઉપર આલેક્સિસ ઘણું હેત રાખતો હતો. જુવો, નશીબના સંજોગ કેવાછે! જે નાતાલિઆ માતન્હિઆફના ઘરમાં એક ગરીબડી છોકરી હતી, તે પોતે લગાર શ્રમ ન કરતાં એકદમ બાદશાહની પટરાણી થઈ બેઠી! એ નવાઈ જેવું નથી કે ? માણુસ ગમે તેવો ડાહ્યો હોવા છતાં તેને રાજદરબારમાં એકાદ સાધારણ કામ મેળવવાને ઘણી મેહેનત પડેછે, પણ ઈશ્વરી ખેલ કંઈ વિચિત્ર છે ! એવા દાખલા નજરે પડવાથી માણુસના મનમાંથી ઉદ્યોગ કરવાની નિષ્ટા જતી રહેછે. વળી બીજી નવાઈ એછે કે, પરાક્રમી રાજાઓ મુલકના મુલક જીતી લેછે, પણ એવા પરાક્રમી રાજાને સ્રીઓનું સૌંદર્ય જીતેછે.

આલેક્સિસ ઈ૦ સ૦ ૧૬૭૬ માં મરણ પામ્યો. તેની પેહેલી રાણીને પેટે છ સંતાન હતાં. થિઓડર અને જાન એ બે કુંવરો તથા સોફાયા, ક્યાથેરાઈન, મેરી ને સેદિઆસા એવી ચાર કુંવરીઓ હતી. અને જે બીજી રાણીના લ-

ગની હકીકત ઊપર કહી, તેને પેટે બે સંતાન થયાં; એક પુત્ર ને એક પુત્રી તેમાંના પુત્રનું નામ પીટર અને પુત્રીનું નામ નાતાલિઆ આલેક્સોવના હતું પીટરનો જન્મ ઇ૦ સ૦ ૧૬૭૨ માં થયો હતો.

આલેક્સિસના મુવા પછી તેનો વડો દીકરો થિઓડર ગાદી ઉપર બેઠો. તેના શરીરનો બાંધો છેક અશક્ત હતો તથા તે હંમેશાં આજારી રેહેતો, તેથી તેનાથી રાજકારભાર સારી રીતે ચલાવી શકાતો નેહાતો. વળી તેના ભાઇઓ નાના ને દરબારનું કામ તપાસવાને લાયક થયા નહતા, અને તેની બેનોને તે સમયના રિવાજ પ્રમાણે જોગણુની માફક આયુષ્ય ક્રમણ કરવા સારૂ મઠમાં મોકલાવી હતી તેને લીધે રાજ્યનો સર્વ કારભાર ઘણું કરીને પ્રધાન મંડળ ચલાવતું હતું થિઓડરની બેનોમાં સોફાયા નામે એક હતી તે જન્મથીજ ઘણી ચતુર, ચંચળ, વિચારવંત અને મહત્વકાંક્ષી હતી. એવા માણસોને એકાંત મઠવાસ અને વિક્તપણું કેમ ગમે? માટે પોતે દરબારમાં દાખલ થવા સારૂ નિરંતર વિચાર કરતી હતી. પણ તે મનસુબો જબરદસ્તીથી પાર પડવાનો નથી એવું સમજીને એક એવી તદબીર કરી કે એના કેહેવા પ્રમાણે કરવામાં અટકાવ કરવામાં આવે તો તે મોટું ઘાતકીપણું ગણાય. એ તદબીર તમે પૂછશો કે કંઈ તો તે એછે કે તેણે બંધુપ્રીતિ બહાર પાડી. પ્રધાન મંડળીને તેણે કહાવી મોકલ્યું કે, મારો ભાઈ થિઓડર છેક અશક્ત અને માંદોછે, એ સાંભળીને મને ચેન પડતું નથી, મારો જીવ તેમાં ગુંથાયો છે. માટે ગમે તેમ કરીને પણ મને થિઓડર પાસે જવાની પરવાનગી આપો. હું સાવધાનીથી તેને ઓસડ વેસડ તો કરીશ. એ તેની વિનંતીનો દરબારના લોકોથી નકાર કરી શકાયો નહિ. તેથી તેને થિઓડર પાસે રાજમેહેલમાં જઈ રેહેવાની રજા મળી.

એવી રીતે સોફાયા મઠમાંથી નીકળીને રાજમેહેલમાં દાખલ થઈ. એમાં પોતાની અડધી મતલબ પાર પડી એમ ધારવા લાગી. તે થિઓડરને માટે પ્રાણ પાથરતી હતી. વળી તે જુવાન દેખાવડી, બોલવા ચાલવાની મનોરંજક ઢબ, સાંભળનારના મનનો પાનો ચડે એવું મધુર ભાષણ અને કોને કેમ વશ કરી લેવા એ બાબતનું સંપૂર્ણ મર્મજ્ઞાન એટલા ગુણો સોફાયામાં સારી પેઠે વસતા હતા એની મદદવડે તેણે તમામ દરબારી મંડળને છેકજ પોતાનું કરી લીધું. તેમાં પ્રથમ તો તેની શરમ કોઈનાથી છંડાય નહિ એમ થયું; એમ કેટલાક દિવસ વિત્યા પછી દરબારના કેટલાએક તેના પડેલા બોલ ઝીલવા લાગ્યા. તે સમયમાં ત્યાં ગાલિટ્ઝિન નામે કોઈ કામદાર તેના જેવોજ ગંભીર વિચારવંત, ચતુર, અને મહત્વાકાંક્ષી પુરૂષ હતો. તેને હાથમાં લીધો. તેને લીધે તેના મળતીઆ પણ તેમાં ભળ્યા—એવી રીતે સોફાયા તે દરબારમાં મોટી જથાદાર થઈ પડી. એથી અગાડી કેટલેક દહાડે તો એવું બન્યું કે સોફાયાના હુકમ વિના રાજ્યનું પાંતરૂં સુદ્ધાં હાલે નહિ. એમ કેટલાંએક વરસો વિત્યા પછી ઈ૦ સ૦ ૧૬૮૨ માં થિઓડર મરણ પામ્યો. તેને કંઇ સંતાન નહોતાં, તથા પોતાનો સગો ભાઈ જાન તો રાજ્ય ચલાવવાને ના લાયક છે એવું તેને માલુમ હતું. તેથી પોતાની પાછળ પોતાની ગાદીએ પોતાના સાવકા ભાઈ પીટરને બેસાડવો, એવું તેણે ઠરાવી રાખ્યું હતું. એ વેળા એ પીટર માત્ર દશ વર્ષનો હતો. પણ તેનો પ્રતાપી ચેહેરો અને બુદ્ધિ જોઈ, એ અગાડી મોટો પરાક્રમી નીકળશે એમ સર્વ લોકો કહેતા હતા.

થિઓડરનો આ ઠરાવ સાંભળીને સોફાયાને પગથી માથા સુધી અગની વાપ્યો. કારણ તે ધારતી હતી કે, થિઓડર મરશે એટલે દેશાચાર પ્રમાણે જાન ગાદી ઉપર બે-

સઘે તે આંધળો, બોબડો ને ફેફરાના રોગવાળો હોવાથી તેનાથી રાજ્યકારભાર ચલાવી શકાશે નહિ. એટલે એનો મેળેજ સઘળો કારભાર મારા હાથમાં આવશે. પરંતુ તેમ થવાનાં મુદલે લક્ષણ જણાયાં નહિ, ત્યારે તેણે સ્ત્રેલેટ્ઝ* લોકોના નાયક કોવ્હાન્સ્કીની મદદવડે ઘણી ખરાબી કરવા માંડી. એવી રીતે કે આખી પ્રજાનાં અને વિશેષ્ય કરીને સ્ત્રેલાટ્ઝ લોકોનાં મન ખળભળે એવી તેણે એક ગપ્પ ચલાવી કે મારો ભાઈ થિઓડર કંઈ પોતાને મોતે મુવો નથી. પણ તેને ઝેર દઈને માર્યોછે. એ વાત કોવ્હાન્સ્કીએ પોતાના લોકોને એવી રીતે મીઠું મરચું મેળીને કહી કે તે સાંભળીને તે લોકો ક્રોધથી ગાંડા જેવા થઈ ગયા. અને પેહેલેજ સપાટે જે એ વૈદ્યો થિઓડરને ઓસડ કરતા હતા તેને ઠાર માર્યા. પછી તેમણે દરબારી મંડળ ભણી નજર કરીને જે કારભારીઓ ઉપર રાજાને ઝેર દેવાનો આરોપ મૂક્યો હતો, તેમાંના કેટલાકને રાજ્યમેહેલના ઊંચી અગાશી ઉપરથી હડસેલી પાડીને હેઠે સિપાઈઓના ભાલા ઉપર ઝીલાવ્યા! તેમાં દોલગારૌકી, માતવ્હિએફ, નારિસ્કિન એટલે આલેક્સિસની બીજી બઇરીનો સગો ભાઈ, સાલતિએફ, વગેરે મોટા માણસો કેવળ નિરપરાધિ છતાં તેમના ટપાટપ જીવ લીધા! અને એવી રીતે બીજા કેટલાએક માણસોને ગરદન માર્યા! જીવ કોના જાય અને રાજ્ય કોણ ભોગવે? એ એક દુનિઆના ચાલનો મોટો ચમત્કાર છે!! એવી રીતે ચાલેલું ઘોર કર્મ સમ્યા પછી સોફાયાએ એવું જાહેર કર્યું કે પીટર અને જાન બન્ને ભાઈઓ બાદશાહ થયાછે અને તે નાનાછે માટે રાજ્યકારભાર હું સોફાયા સંભાળુંછું.

---

*સ્ત્રેલેટ્ઝ એ રૂશિઆ દેશના જૂના અને ઘણા તીખા સિપાઈઓ હતા. તેઓ આ દેશ માંહેલા શીખ અથવા આરબ લોકો જેવા ઝનુની હશે એમ લાગેછે.

ઉપર કહેલી ધાંધલનો આરંભ થયો તે ગરબડમાં ભયભિત થઇને પીટર તથા જાન બંનેજણા પોતાની આયા તથા બીજા જોડે માસ્કોથી નીકળીને ત્રોયત્સ્કી કરીને એક વીસ પચીસ ગાઉ ઉપર મઠ હતો ત્યાં નાશી જઇને રહ્યા. ત્યાં તેમનો બચાવ કરવા સારૂ કેટલાએક જર્મન સિપાઇઓ તથા અમલદાર મોકલી દીધા હતા. એવો બંદોબસ્ત છતાં પણ એ સ્ત્રેલિટ્ઝો એ બિચારા છોકરાઓનો ઘાત કરવા સારૂ મઠમાં પેઠા. અને તેમાંના એકે તો પોતાની તરવાર પીટર ઉપર ઉગામી પણ ખરી. તથાપિ એટલામાં તેના સાથીએ તેને મોટે સાદે બારડીને કહ્યું, "અરે, મિત્ર આ પવિત્ર સ્થળમાં આમ કરવું જોઇએ કે? એ સાંભળતાંજ તેણે પોતાની તરવાર પાછી લીધી. ને પીટરના જીવ ઉપરનું વિઘ્ન ટળ્યું. એ કામમાં તે બીજા માણસનું દયાળુપણું તો નહોતુંજ પણ તેનું દેવ ભોળાપણું ખરૂં. કારણ ગમે તેવું સારૂં કે માઠું હોય પણ તેથી ઉત્તમ કાર્ય થયું એ તો નિઃસંશય છે.

એ ગડબડ પત્યા પછી માસ્કો શેહેરમાં સર્વત્ર સમાધાની થઈ રહી. સરકારી કામકાજ બરાબર ચાલવા લાગ્યું, અને દરબારમાં સોફાયાનું જોર તેની મરજી પ્રમાણે વધ્યું; પણ તેના મનમાં શું હતું તે બાબત લોકોને સંશય આવ્યા વગર રહ્યો નહિ એ વાત ખરી. તથાપિ તે વહેમને ઉત્તેજન મળે એવાં ચિન્હો તેણે તેમની નજરે પડવા દીધાં નહિ. હવે તેની મરજી પ્રમાણે સઘળી વાતો થઈ. બાદશાહી સત્તા તેના હાથમાં આવી અને તેનો હુકમ ચારે દિશાએ ચાલવા લાગ્યો. દરબારની કોઈ પણ વાત તેની સલાહ વિના થતી નહિ. તથા તેના મુખવટાનું નાણું સુદ્ધાં પડવા લાગ્યું. તેણે ઈ. સ. ૧૬૮૪ માં પોતાનાં ભાઈ જાનનાં લગ્ન મોટી ધામધૂમથી કર્યાં. એ સમારંભ પતી રહેછે એટલામાં કો-

મ્હાનસ્કીએ ગોઠવી રાખેલો ફીતુરી ઘાટ ઉઘાડો પડ્યો. તેનો મનસુબો એવો હતો કે, બંને જુવાન બાદશાહ, તેની રક્ષણ કરનારાઓ અને સોફાયા વગર તેની બેનો તથા બીજાં બધાંને મારી નાંખીને સોફાયા જોડે લગ્ન કરવાં. એ વાત કાને પડતાંજ જાન અને પીટર તથા તેના કુટુંબના સર્વ માણસો ત્રોયત્સ્કી મઠમાં પોતાનો જીવ બચાવવા સારૂ નીકળી નાઠાં. રાજધાનીમાં સોફાયાએ કોન્હાન્સ્કી સાથે વાતચિત્ત કરવાનું બહાનું બતાવી તેને ઓચિંતો પકડી લીધો. અને તેની તપાસ કરીને ગરદન માર્યો. તેની સાથે તેના સાથીઓના પણ જીવ ગયા, ઈ. સ. ૧૬૮૫ એ સમયમાં પીટર તેર વરસની વયનો હતો.

આલેક્સિસનો અંતઃકાળ પાસે આવ્યો ત્યારે પીટરને ભણાવવા ગણાવવાના કામનો બંદોબસ્ત કરીને તે કામ ઉપર મિનીસ* નામે એક ગૃહસ્થની તેણે નેમણુક કરી. તે ઘણો વિદ્વાન હતો તથા તેને યુરોપમાં ચાલતી ઘણીક ભાષાઓ આવડતી હતી. વળી તેને યુરોપી રાજ્યોની અંતર્ગતની સારી માહિતી હતી, ને તે ઇમાની નોકર હતો, તથા તે પીટરના લાભ તરફ જોતો હતો. તથાપિ પીટર આપણું કંઈ ચાલવા દેશે નહિ એવું જ્યારે સોફાયાને પક્કું માલમ પડ્યું, ત્યારે તેણે મિનીસને સખ્ત તાકીદ આપીને પીટરનો વિદ્યાભ્યાસ બંધ પાડ્યો એ કેવી બંધુ પ્રીતિ! દુનિઆમાં સર્વથી ડાહ્યા ગણાવાના બે ઉપાય છે,—એક એ કે બીજા કરતાં વધારે ગ્નાન મેળવવું; અને બીજો એક આપણાથી બીજાને વધારે ગ્નાન મેળવવા ન દેવું. એમાંનો બીજો ઉપાય કામે લગાડવાની દુષ્ટ માણસોને બુદ્ધિ થાયછે. કારણ કે મેહેનત ન પડતાં આપણો મતલબ પાર પડશે, એવું તેઓ ધારેછે. તથાપિ તેમાં તે ભુલેછે, કેમકે જે વાત વિષે બીજા બધા

---

* એ સ્કાટલાંડનો રેહેવાશી હતો.

લોકોની મેહેનત જારીછે, તેનો બંદોબસ્ત એકલાથી કેમ થઈ શકે ?

પીટર ભણી ડાહ્યો ન થાય માટે સોફાયા તેને હમેશાં મૂર્ખ, વ્યસની અને વ્યભિચારી માણસોની સોબતમાં રાખતી હતી, એમ કેટલાએક ચરિત્ર લખનારા લખેછે, પણ તેને સારો આધાર જણાતો નથી. વળી બીજું એમછે કે, માણસ ગમે તેવા નઠારા સ્વભાવનો હોય, તોપણ તેને નઠારી વાતને નઠારી કહેવી પડેછે, અને જે સારી વાતો છે, સારી કહેવી જરૂર પડેછે; અને જે નઠારી કહેવાયછે, તેને ખુલ્લી રીતે નાઇલાજ ન છતાં કરાતી નથી. તો આ પોતાના પ્રત્યક્ષ ભાઇને જાણી જોઇને મૂર્ખ કરવા સારૂ લોક લજ્જા પરહરીને સોફાયા એ દુષ્ટ માણસોની મંડળીમાં મૂકે એ સંભવતું નથી. વળી સોફાયા જાતે ઘણી ડાહી હતી. એણે પોતાના સગા ભાઈ જાનના વિદ્યાભ્યાસની સારી તજવીજ કરેલી હતી એતો ખરેખરૂં છે. એ વખતે પીટરની માતુશ્રી જીવતી હતી, તે તેને ભણાવવા તરફ વધારે કાળજી રાખતી હતી. અંકગણીત, બીજગણીત, અને કિલ્લા બાંધવાની કળા એટલું જેણે પીટરને પ્રથમ શીખવ્યું તેનું નામ તિમ્મરમન હતું. એ વગર એકમે ડચ ગૃહસ્થો તે વેળા રૂશિઅન દરબારમાં ચાકરીએ હતા, તેમણે પણ પીટરને ઘણું શીખવેલું કહેવાયછે.

હવે અહીં રૂશ બાદશાહના સામાન્ય નામ વિષે કહી મૂકીશું તો અગાડી તેનો ઉપયોગ કરતાં ઠીક પડશે. એ દેશના બાદશાહને *ઝાર કહેછે. તેનો એ ઇલકાબ ઘણા જૂના કાળથી ચાલ્યો આવેછે. રૂશિયન ગાદી ઉપર જ્યારે રાણી હોયછે ત્યારે તે ઝારિના કહેવાય છે.

એ પાછળ કહેલી માસ્કો શેહેરમાંની સર્વ ગરબડ મટીને

*ઝારનો અર્થ દયાળુ રાજા થાયછે.

શાંતિ થયા પછી સોફાયા સ્વેચ્છાએ રાજ્ય ચલાવવા લાગી તેવામાં એક જુદુંજ પ્રકરણ ઉભરાઈ નીકળ્યું.તે એવી રીતે કે ક્રિમિયાનો ખાન રૂશિઆના રાજા પાસે સાઠહજાર ‡રૂબલ ખંડણી બદલ માગવા લાગ્યો, તે સોફાયાથી સાંખી શકાયું નહિ. માટે તેને નરમ પાડવા સારૂ પેહેલાં કહેલાં પોતાના શૂરા સરદાર બેસિલ ગાલિટઝિનને લશ્કર સાથે ક્રિમિયા ઉપર સ્વારી કરવાનો હુકમ કર્યો. તે તેણે ઘણી આનાકાનીથી કબૂલ કર્યો. તેની જોડે કોઝાક લોકોની મોટી મદદ મોકલી હતી તોપણ તેને ફતેહ મળી નહિ. ને ગાલિટઝિનને ફીકે મોંડે પાછું ફરવું પડ્યું. એ કોની ભૂલનું પરિણામ હતું તે વિષે ઇતિહાસ કાંઈ કહેતો નથી. તથાપિ નાના અને મોટા બંને એકજ કામમાં લાગ્યા તો તેમાં જશ આવે તો તે મોટાનો ને અપજશ આવે તો નાનાનો એમ દુનિઆનો રવૈયો છે તે પ્રમાણે ગાલિટઝિને પરાભવનો સઘળો વાંક કોઝાક લોકોના સરદાર ઉપર નાંખ્યો. ને તેની ચોકશી કર્યા જેવું કરીને તેનાં છોકરાંછૈયાં સાથે દેશનીકાલ કરી સૈબિરિયા દેશમાં મોકલી દીધો. ત્યાં તે બિચારો દુઃખ વેઠીને મરણ પામ્યો. મોટાની મોહોબતથી ગરીબોનું કોઇવાર ભલું થાયછે, અને કોઇવાર એથી ઉલટું ( ભુંડું ) થાય છે જગતનો ઇતિહાસ એ બંને પ્રકારનાં ઉદાહરણોથી ભરેલોછે.

ઇ૦ સ૦ ૧૬૮૯ માં ફરીથી એકવાર પોતાનું લશ્કર ક્રિમિયા ઉપર મોકલવાનું ઠરાવ્યું તે ઉપરપણ ગાલિટઝિનનીજ નેમણુક થઈ. વળી આ પ્રસંગે પણ તેને કોઝાખ લોકો મદદમાં આપ્યા હતા. તેમનો સરદાર માઝેપ્પા નામે હતો. આ બીજીવારની લડાઇનું પરિણામ પણ પહેલાં સરખુંજ પ્રતિકૂળ આવ્યું. તેથી ગાલિટઝિન સોફાયાને મનથી છેક ઉતરી ગયો.

---

‡રૂબલ એ દોઢ રૂપિયાની કિંમતનો એક રશિયન શિક્કોછે.

ગાલિટ્ઝિન તેણીમેર રોકાયો હતો, ત્યારે તેના અને સોફાયાના સામાવાળીઆએ પીટરને પરણાવ્યો. તેની સ્ત્રીનું નામ ઓટોકેસા ફેદિરૈના લાપુચાન કરીને હતું. તે ફિઓડોરે આબાહામા વ્હિટઝની છોકરી હતી, અને તેની ઉમર સત્તર વર્ષની હતી. એ લગ્ન સોફાય.ની મરજીની વિરુદ્ધ થયાં હતાં તેથી તેને ગમ્યાં નહિ; એ તો કહેવાની હવે જરૂર રહી નથી, ગાલિટઝિન ચડાઇમાંથી પાછો આવ્યો ત્યારે પીટરને પરણેલો દેખીને અતિશય ખેદયુક્ત થયો, કેમકે તે લગ્નથી તેના હવે પછીના ધારેલા બધા વિચારો રદ ગયા એમ ધારવા લાગ્યો. વળી કેટલાક દિવસે જ્યારે નવી રાણીને ગર્ભ રહ્યાની વાત તેને કાને પડી. ત્યારે તેને મહા માઠું લાગ્યું પણ કરે શું? એ પરણેતર માસ્કોના બીજા તમામ મોટા લોકો અને સરદારોને ગમ્યું હતું, તેથી તેનો કંઈ ઉપાય ચાલે એવું નહોતું. પણ દુષ્ટ માણસોથી કદી નિરાંતે બેથી રહેવાતું નથી. પીટરનો પક્ષ સબળ થતો જોઇને સોફાયાએ તથા ગાલિટઝિને તેને મારી નાંખવાનો ઘાટ ઘડ્યો, અને એ કામ સ્ટ્રેલૈટ્ઝ લોકોને સોંપ્યું. એ મારી નાંખવાની સઘળી તૈયારીઓ થાય છે એટલામાં તે વાત પીટરના જાણવામાં આવી ત્યારે તે ઘણો ભય પામીને નાસતો નાસતો પોતાનો જીવ ઉગારવાસારૂ મઠમાં ગયો. અને ત્યાં કેટલાક દિવસ નિરાંતે કહાડ્યા પછી તેણે પોતાની તરફના સરદારોને અને કારભારીઓને ત્યાં બોલાવી તેને સર્વ હકીગત કહી. પછી તે કાવતરાખોરોની તપાસ ચાલી. તેમાં કિલાવ્હિતાફ નામે આગેવાનને મારફાડ કરતાં સર્વ વાત તેણે કબૂલ કરી. એ કાચી હકીગત પીટરને જણાવ્યા પછી જાહેર ઈનસાફથી તેને મોતની શિક્ષા ઠરી. પણ તેમાં પીટરના એક વહાલા મિત્રની મધ્યસ્થીથી ગાલિટઝિનનો જીવ બચાવવાનું પીટરે વચન આપ્યું ખરૂં, પણ તેની સર્વે મિ-

હકત જપ્ત કરીને આર્ખેંજલ નામે સરહદ ઉપરના પ્રાંતમાં મોકલી દીધો. ત્યાં ચોવીસ વરસ સુધી રહ્યા પછી ઈ૦સ૦ ૧૭૧૧માં તેનો પાછલો ગુન્હો માફ કરીને પાછો બોલાવ્યો ને સઘળી તેની માલમત્તા તેને પાછી આપી. એવી રીતે ચોવીસ વરસ દુઃખ ભોગવી પાછો પૂર્વ સ્થિતી પામ્યો ત્યારે બે વરસ જીવીને ઈ૦સ૦ ૧૭૧૪ માં મરી ગયો. ગાંડો, ઘેલો જાન બાઈર્પોને અમથો પડી રહેતો હતો તે પણ ઈ૦સ૦ ૧૬૯૬ માં મરણ પામ્યો, એવી રીતે સર્વ અડચણો દૂર થઈને પીટર સર્વ સત્તા પોતાના હાથમાં લઈ સ્વચ્છા-એ રાજ્ય ચલાવવા લાગ્યો.

આટલી વાર સુધી પીટર પાસે રાજ્યકારભાર સંબંધી એક પણ કામ નહોતું, તેથી તેની બુદ્ધિ કેવી છે તે લોકોની જાણમાં આવ્યું નહોતું. માણસમાં માત્ર ગુણજ હોય તે ઉપયોગનો નથી, પણ તે દેખડાવવાની તક તેને મળવી જોઈએ, નહિ તો તે હોય કે નહિ હોય તે બંને સરખું છે. આગળ કહેલા સર્વ બનાવો બની પીટરને રાજ્યપદ મળ્યું તેથી તેને સારાગુણો દુનિઆને દેખાડવાની સારી તક મળી. પરંતુ એને જો ગાદી મળી ન હોત તો ઉત્તમ રીતે રાજ્યાધિકાર ચલાવવાનો ગુણ કોઈ જાણત નહિ. જેમ સુંઠ તમામ ઔષધીમાં ઘણી ગુણકારી વસ્તુ છે તે જો હિમાલયના એકાદ ઉંચા શિખર ઉપર પડી રહી હોત ને માણસને હાથ આવી નહોત તો વૈદકશાસ્ત્રમાં તેના ગુણની આટલી પ્રસંશા ન થાત. એજ પ્રમાણે પીટરના હાથમાં રાજ્યકારભાર આવતાંજ તેના અતિ ઉત્તમ ગુણો જોઈને સર્વ લોકો ઘણો અચંબો પામવા લાગ્યા. એ વેળાએ તે માત્ર અરાડ વરસનો હતો. તે શરીરે ઉંચો ભરાવ, મજબુત બાંધાનો, અને રૂપાળો હતો. તે ગુસ્સામાં હોય ત્યારે અથવા કાંઈ વિચારમાં ગુંથાયો હોય ત્યારે તેનો પ્રતાપી ચેહેરો બ-

યંકર જણાતો તેથી તેની પાસે જવાની કોઈની છાતી ચા-
લતી નહોતી. પણ જ્યારે રીસબીસ નહોય ત્યારે તે સર્વસાથે
ખુલ્લા મનથી બોલતો, ખુશીથી હસતો રમતો, અને જાણે
પોતાના બરોબરીઓ હોય એમ પાસેના માણસોને લાગતું
હતું. તેનામાં હિમત, ઉદ્યોગ અને સાવધપણું ઘણું હતું.
તેથી તેને કોઈ પણ કામ વિકટ લાગતું નહોતું. એણે
રાજ્યકારભાર હાથમાં આવતાંજ તેની બરાબર ગોઠવણ
કરવા તથા પોતના લોકોનો સુધારો કરવાનો આરંભ કર્યો.
તે ઉપરથી લાગેછે કે જ્યારે એના હાથમાં રાજ્યકારભાર
નહોતો ત્યારનો એટલે નાનપણથીજ તેનો વિચાર કરી રા-
ખેલો હશે એમ લાગે છે. એ વાત સાધારણ બુદ્ધિની ન-
હોય. તેણે પેહેલ વેહેલું પોતાના લશ્કરની સ્થિતીભણી ધ્યાન
દોડાવ્યું, અને તેમાં જે ફેરફાર જરૂરના લાગ્યા તે કરી
નાંખ્યા. ત્યાર પછી તેણે મુલકી ખાતામાં પુષ્કળ સુધારો
કર્યો. એ કામમાં તે જર્મન લોકોની મદદ લેતો હતો. અને
તેની ઉપયોગી મદદના બદલામાં તેમને ઉત્તેજન આપતો
હતો. એ જર્મનલોકો વેપારને સારૂ માસ્કો શેહેરમાં આવી
રહ્યા હતા. તેમજ ત્યાં કેટલાએક ડચ લોકો જથુની વસ્તી
કરીને રહ્યા હતા, તેમના ઉપર પણ પીટરની ઘણી મેહે-
રબાની હતી તેનું કારણ એટલુંજ કે તે વહાંણ બાંધવામાં
અને ચલાવવામાં ઘણા હોશિયાર હતા. અને તે વિષય
પીટરને અંતઃકરણથી ઘણો વહાલો હતો. જુવો, લોકો ગમે
તે દેશના હોય, પણ તેમના સદ્‌ગુણ ઉપરથી પીટર તેમને
ચહાતો હતો. એ વાત ઘણા રાજાઓએ દાખલો લેવાજોગ છે.

પીટરને નાનપણથી પાણીની બીક અતિશય હતી.
તેને એકાદ પ્રસંગે પાણીનો નાનો વહેળો ઓળંગી
જવાનું આવતું તો તે થરથર કાંપીને આખે ડીલે પસીનો
છુટતો હતો. આ બીકનું મુળ કારણ એવું કહેવાય છે, કે

પીટર જ્યારે ચાર પાંચ વરસનો હતો ત્યારે તેની મા તેને લઇને ગાડીમાં બેશીને કાંઈ જતી હશે ત્યારે ગાડીમાં પીટરને ઉંઘ આવી હતી, એટલામાં તેની ગાડી એક મોટા ધોધ આગળથી પસાર થઈ. તે ધોધની મોટી ગર્જનાથી પીટર ચમકી ઉઠ્યો, અને પછી તેથી તેને જોરમાં તાવ આવ્યો. ત્યારથી પાણીનું નામ સાંભળીને તે થરથર કાંપતો હતો. જરા સમજણો થયો ત્યારે પોતાની આ ખોડથી લગાર સરમાવા લાગ્યો, અને એ ખોડ મટાડવાની હરેક રીતે તદબીર કરવા લાગો. માસ્કો શેહેરમાંથી એક નાની નદી વહેતી હતી. તેમાં તે દરરોજ હોડી ચલાવવા જવા લાગ્યો, એવા રોજના મહાવરાવડે બીક ગઈ એટલુંજ નહિ પણ તેને એ રમતનો મોટો છંદ લાગ્યો. જુવો, અભ્યાસ વડે પીટરના સ્વભાવની કેવી ઉલટી સ્થિતી થઈ. એ વાત વિચારવંત માણસોને ધ્યાનમાં રાખવાજોગ છે.

પીટર જે હોડીમાં બેશીને નદીમાં ફરતો હતો તે બીજી હોડીઓ કરતાં કાંઈ જુદી રીતે બાંધેલી હતી. તે તફાવત જોઇને તેણે તિમર મનને એકવાર પૂછ્યું કે, " આ હોડી બીજી હોડીઓથી જાદીજ રીતે શા માટે બાંધી છે વારૂ!" તેનો તેણે જવાબ દીધો કે, " પવન ઉલટો એટલે સામો વાય તોપણ હરકત ન પડે માટે એ એવી બાંધેલી છે." એ જવાબથી પીટરનું ચિત્ત વેધાઈ ગયું. તે હોડી ( આલેકિસના) અમલમાં બ્રાંત નામે કોઈ એક વલંદા કારીગરે બાંધી હતી, એશું પણ તેને જણાવવામાં આવ્યું. તે ઉપરથી તેણે લાગલોજ તે કારીગરને બોલાવી મંગાવ્યો, અને તેની પાસે આ નાના વહાણને ડોલ કાઢી બેસડાવીને સઢો ચડાવી તથા બીજી ડાગડુગી કરીને નદીમાં હંકારાવી અને પોતે તે જોઇને ઘણો ખુશી થયો. વળી પીટર એટલી રમુજ જોઇનેજ ખુશી થઈ નિરાંતે બેઠો નહિ, પણ તે વહાણ

હાંકવાનું કામ પોતે જાતે શિખ્યો. બીજાના સદ્‌ગુણોની સ્તુતી કરવી એ એક સદ્‌ગુણ છે, પણ તે સદ્‌ગુણ જાતે સંપાદન કરવામાં ખરો પુરૂષાર્થ છે.

ત્યાર પછી કેટલીક વારે પીટરે એ પ્રાંતની પાસે પોતાને સારૂ એક નાનું સરખું બીજું વહાણ બંધાવ્યું. અને તે ચલાવવા સારૂ એક ડચ ખલાશી રાખ્યો તેના હાથ નીચે રહીને પીટર તે કામમાં એવો પ્રવીણ થયો કે, તેમાં તે પોતાના આ ગુરૂને બોલવા પણ દેતો નહિ. એવી રીતે તેને વહાણો હંકારવાનો ઘણો શોખ લાગ્યો. તેણે ડચલોકો પાસે વળી બીજાં પાંચ મોટાં વહાણો પ્લેસ્કો સરોવરને કિનારે બંધાવી તેમાં ચલાવ્યાં. એ સરોવર ઘણું મોટું એટલે નવ-ગાઉના ઘેરાવાનું હતું. તોપણ પીટર બોલ્યોકે, વહાણો ચલાવવાને આ જગા છેક નાની છે. માટે તે વહાણો લઇને દરીઆ ઉપર હંકારતો આર્ખેંજલમાં આવ્યો. ત્યાં તેના જોવામાં એક વલંદા વેપારીનું બારકસ આવ્યું. તે તેણે વેચાતું લઇને તેનું નામ પીટર પાડ્યું. પછી ત્યાંથી નીકળેલો વહાણમાં બેશીને બીજાં વહાણો સહિત લાપલાંડને કાંઠે પોનામમમાં આવ્યો. એ જગા આર્ખેંજલથી પોણોસો ગાઉ દૂર છે.

ત્યાર પછી કેટલીક વારે પીટર ફરીથી આર્ખેંજલ ગયો અને ત્યાં ત્રણ ચાર મહિના રહ્યો તેટલા વખતમાં આ-દામનાં મસ્કનામે એક વેપારી જોડે દોસ્તી બાંધી. તે ગૃહસ્થનું એક વાહાણ હતું અને તેને જાતે ચલાવતો હ-તો. તે વહાણ જોવાને પીટર વારંવાર જતો અને તે સંબં-ધી તરેહ તરેહની વાતોથી વાકેફ થતો હતો. એમ કરતાં કરતાં તેણે મસ્કને એમ કહ્યું કે મેં કેટલાએક વખત ઉપર મારા લશ્કરમાં સિપાઇની ચાકરી કરી હતી ત્યાર-થી તે સંબંધી સર્વ કામ હું કર્યો ગયો. તેમ કરતાં કરતાં

હાલમાં એક નાના અમલદારની જગા મને મળીછે. તે-વીજ રીતે વાહાણ ચલાવવાના કામમાં છેક નીચા પાયરી ઉપરથી કામની વાકેફગારી મેળવતાં મેળવતાં તમારી પેઠે વહાણના મુખ્ય અમલદાર થવાની મને ઘણી હોંસછે, તે તમે પુરી કરો. પીટરની આ વાત મસ્કને મશ્કરી ભરેલી લાગી પરંતુ પોતાની એવી ખરેખરી મરજીછે એવું તેણે તેના મન ઉપર ઠસાવ્યું, ત્યારે તે ઘણી ઉલટથી કબુલ થયો, ને પીટરે વહાણ ઉપરનું છેક હલકું કામ માથે લઇને આરંભ કર્યો. એટલે પેહેલ વેહેલું વહાણને ઝાડી ઝપટીને સાફ કરવાનું ને પછી દીવા બત્તી કરવી, તથા મસ્કને હુક્કો ભરી આપવો, તથા તેનાં કપડાં સાફ કરવાનું કામ કર્યું. એ પછી દારૂના પ્યાલા વગેરે ભરી ભરીને આપવાના કામ ઉપર તેની નેમણુંક થઈ. તે કામ પણ તેણે સારી રીતે બજાવ્યું. એવી રીતે વહાણ ઉપરનો નાખોદા બનવાને પાત્ર થયો. તે એ કામ કરતાં વાહાણની ડોલ કાઢી ઉપર એવો ચપળતાથી ચડતો હતો કે હમણાં હેઠો પડીને કોણ જાણે મરશે તો નહિ એવું મસ્કને લાગતું. પણ પીટર તેની દરકાર કરતો નહિ. એટલી બધી ખટપટ કરવામાં તેનો મુખ્ય હેતુ એટલોજ હતો કે કોઇ પણ કામ સારી રીતે આવડવા સારૂ તે યથાનુક્રમે શીખવું જોઇએ એ વિચાર પોતાની પ્રજાના મન ઉપર બરાબર ઠસાવવો એટલે ગમે તે કામ મારી પાસે ઉઠીને માગશે નહિ અથવા અવિચારથી કોઈ અજાણ્યા કામમાં હાથ ઘાલશે નહિ. જેના મનમાં લોકોનું ખરેખરૂં ભલું કરવાનું છે. તેમણે આ દાખલો લેવા જોઇએ. ફક્ત બકબક કરવાથી લોકોના મનમાં બોધ ચોંટતો નથી.

એ વખતના સુમારમાં એક ચમત્કારિક બનાવ બન્યો. તે કહુંછું. એ ઉપરથી પીટરનો સ્વભાવ કેટલો સરળ હતો.

તથા તેનું મન કેટલું નિર્મળ હતું તે જણાઇ આવશે. એક દહાડો દરિયામાં વહાંણ ચાલ્યું જાયછે. તેવામાં એકાએક તોફાન થયું. તે વેળા એ સર્વ લોક ગભરાઇ ગયા, ને પીટરને એમ લાગ્યું કે, સુકાની જે રીતે વહાણ હાંકેછે તે બરાબર નથી. માટે તેને કેટલીક સૂચના આપવાને તેની પાસે ગયો. એટલુંજ નહિ પણ તેના હાથમાંથી સુકાન પોતાના હાથમાં લીધું. તેથી સુકાની ગુસ્સે થઇને બોલ્યો. "અલ્યા, એક બાજુએ ખસ. વહાણ કેમ ચલાવવું એ તારા કરતાં હું વધારે જાણુંછું." એમ કહીને સુકાન તેણે પોતાના હાથમાં લીધું. અને ઘણા જોરથી વહાણ ચલાવવા માંડયું. ઇશ્વરકૃપાથી બારકસ એ સંકટમાંથી પારપડયું. સર્વનાં મન શાન્ત થયાં, તેવારે રૂશિઅન મહારાજને પોતે જે કહ્યું તે વિષે સુકાની પસ્તાવા લાગ્યો અને હાથ જોડીને પીટરની સન્મુખ ઉભો રહીને બોલ્યો, "મહારાજ, હું ગરીબના અપરાધની ક્ષમા થવા નમ્રતા પૂર્વક વિનંતીછે." તેનો પીટરે જવાબ દીધો, "ક્ષમા માગવા સરખું એમાં કંઇજ નથી. એટલુંજ નહિ પણ તેં અમને આજ સંકટમાંથી બચાવ્યા, તથા ઘટતો અને બરાબર જવાબ આપ્યો માટે હું તારો ઉપકાર માનુંછું." એમ માત્ર તે બોલીનેજ બેશી ન રહ્યો, પણ તે સુકાનીને એક સારા પોષાકનું ઇનામ આપ્યું. તથા એક નાનું વર્ષાસન બાંધી આપ્યું. એનું નામ તે સુજાણપણું! સુકાનીએ કહેલા શબ્દો એકાદા સાધારણ માણસથી પણ ખમાશે નહિ તો તે બાદશાહ છતાં પીટરે સાંભળ્યા, ધીરજથી સાંખ્યા, અને મતલબ સમજી લઇને તેનો ઉપકાર માન્યો, તે ઉપરથી અનુપમ સહન શિલતા અને સદ્વિચાર તેનામાં હમેશાં જાગૃત રહેતા એમ કહેવાને કશી ચિંતા નથી. જેનાં મન એવાં બનેછે, એવા પુરૂષોને ધન્ય છે!

પીટર જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ વહાણમાં બેશીને ફરવાનો નાદ તેને વધારે લાગતો ચાલ્યો. તે સારી મોટી ઉમરનો થયા પછી એક દહાડો કેટલાએક પરરાજ્યો તરફથી આવેલા વકીલો સહિત સમુદ્રમાં વહાણમાં બેશીને ગમતસારૂ આમતેમ ફરતો હતો તેવામાં એકાએક મોટું વાદળ ચઢી આવ્યું ત્યારે પીટર અને ખારવાઓ સિવાય બારકસ ઉપરની તમામ મંડળી ધભરાટમાં પડીને તેમના ચેહેરા ફિક્કા થઈ ગયા., અને તેમને લાગ્યું કે આ આફતમાંથી આપણે ઉગરવાના નથી. તેથી બધાએ મળીને પીટરને વિનંતી કરી કે "આપ વહાણને પીતર્સબર્ગ ભણી પાછું વળાવો, નહિતો પીટરહાફ બંદરમાં તો મુકામ કરોજ, પણ આગળ ચલાવશો નહિ." એ સાંભળી પીટરે સ્વસ્થ ચિત્તે જવાબ દીધો કે, "અરે, તમે બીશો નહિ, કંઈ ડર જેવું નથી." ત્યાર પછી કેટલીક વારે એક એલચી તેની પાસે આવીને ઘણો ક્રોધાવિષ્ટ થઇને બોલ્યો, "મેહેરબાન હું હાથ જોડીને એટલીજ અરજ કરૂંછું કે, આપણે પીતર્સબર્ગ ભણી પાછા વળવું જોઇએ. અથવા પીટરહાફ બંદર પાસેછે ત્યાં જઇને ઉતરવું; મારા રાજાએ મને આ દેશમાં મોકલ્યો છે. તે બુડી મરવા માટે નહિ. હવે કંઈ સારૂં પરિણામ દેખાતું નથી અને જો કદાચ વહાણ બુડીને નવું જુનું થયું તો મારો ધણી આપને પુછ્યાવિના રહેનાર નથી, એ પક્કું ધ્યાનમાં રાખજો." એ શબ્દ તે બોલ્યો તે વખત બારકસ ખરેખરા ભયમાં હતું તોપણ વકીલના બોલોથી જે તેને હસવું આવ્યું, તે તેનાથી અવરયું નહિ. અને પછી જરા હશીને બોલ્યો, "અરે બારકસ ડુબશે ત્યારે તમે એકલાજ બુડી મરશો? જે તમારી વલે તેજ અમારી, અને જો તેમ થયું તો પછી તમારો રાજા કોની પાસેથી જવાબ લેશે?"

આપણા લશ્કરમાં સુધારો કરવો જોઇએ, એ વાત પીટરના અંતઃકરણમાં ઘણા દિવસ થયાં ઘોળાયાં કરતી હતો. એ કામમાં તેને એક પરદેશી માણસની ઘણી સારી મદદ મળી, તેનું નામ ફ્રાન્સિસ લૉફોર્ટ હતું. તે જીનીવાના એક વેપારીનો દીકરો હતો. તેના બાપને પોતાના એ દીકરાને મેહેતો બનાવવાની મરજી હોવાથી એક વેપારીની પેઢીમાં ગુમાસ્તો રખાવ્યો પણ તે કામ તેને પસંદ પડયું નહિ, માટે તે છોડી દઇને પોતાની ખુશીથી લશ્કરી ચાકરીમાં દાખલ થયો. ત્યારે તે માત્ર ચૌદ વર્ષનો હતો. એ પછી અનેક ઠેકાણે ચાકરીની લે મૂક કરતાં આલેક્સિસના જર્મન સરદાર વ્હર્સ્તિના હાથ તળે આવ્યો. પછી રૂશિઆમાં આલેક્સિસના મોતથી જે ધામધુમ મચી ત્યારે તે માસ્કોમાં દીહૂર્ન નામે એક ડેનિશ ગૃહસ્થનો આસરો પકડીને રહ્યો. ત્યાં તે ખાઇ પીને તેના ઘરનું કામકાજ કરતો હતો. દીહૂર્ન ઉપર પીટરની ઘણી મેહેરબાની હતી. તે એક દહાડો દીહૂર્નને ઘેર આવ્યો હતો ત્યારે લૉફોર્ટ તેની નજરે પડ્યો. ઉમરે નાનો, નિયમિત ચાલનારો અને ઘણો શાહણો જોઇને પીટરે પોતાની ચાકરી સારૂ દીહૂર્ન પાસેથી તેને માગી લીધો. તે કંઇ મોટી વિદ્યાલયમાં શીખીને તૈયાર થયો નહોતો, પણ તમામ હોંશીઆરી તેના અંગનીજ હતી. અને પીટરનું એ તેમ હતું, તેથી એ બંનેનો મેળ સારો બેઠો. વળી લૉફોર્ટને રૂશિઅન ભાષા આવડતી હતી, તેણે કરીને તેમની દોસ્તી બંધાતાં વાર લાગી નહિ. દરેક કામમાં પીટર તેની સલાહ લેવા લાગ્યો. કેટલાએક ગ્રંથકારોનું એવું મત છે કે, રૂશિઅન ફોજમાં ટાપટીપ, યુદ્ધ, કૌશલ્ય અને શિક્ષણ જે હાલ જોવામાં આવેછે, તે લૉફોર્ટની ગોઠવણનું પરિણામ છે.

લૉફોર્ટની મદદથી પીટરે પોતાના લશ્કરમાં સુધારો ક-

રવાનો આરંભ કર્યો, તે આ રીતે તેણે પ્રથમ નમુના સારૂ પચાસ જુવાન માણસને ચુંટી કાઢ્યા. તેમાના ઘણાખરા મોટાલોકોના દીકરા હતા, એટલે તે કંઈ પૈસાની આશાએ સિપાઈ થયા નહોતા. એની પેહેલાં સિપાઇલોકોના ડગલા ઘણા નીચા હોવાથી હરવા ફરવાને ઘણી અડચણ પડતી હતી. તે જોઇને આ નવા પચાસ સિપાઇઓના ડગલા ઉંચા અને બંધ બેસતા કરાવ્યા. તેમજ, સિપાઇલોક દાઢી મુછ પોતાની મરજી પ્રમાણે રાખતા હતા, તે જરૂરજોગી અને એકસરખી જોઇએ, એવો ઠરાવ આ નવા સિપાઇઓમાં દાખલ કર્યો. તેવીજ રીતે કવાયતની ઉત્તમ રીત પણ આ નવી પલટણમાં દાખલ કરી. આ નવી વાત સ્વિકારવામાં કોઈ આનાકાની કરે નહિ માટે ખૂદ બાદશાહે તે નવી પલટણમાં પોતાનું નામ દાખલ કરાવ્યું, અને તેમના નવા ઠરાવેલા નિયમ પ્રમાણે પ્રથમ પોતેજ ઘણી હોંશથી ચાલવા લાગ્યો. "ક્રિયાવીણ વાચાલતા વ્યર્થ" આ કહેવત ઉપર તેનો સંપૂર્ણ ભરોસો હતો એમ જણાય છે. રાજાના મનમાં લોકોમાં કાંઈ નવો પ્રકાર ચાલુ કરવાનો હોય તો તેનો ઉત્તમ ઉપાય એજ છે.

એ પછી રશિઆમાં જે ભારે લડાએક લશ્કર તૈયાર થયું, તેનો એ મૂળ પાયો છે. એ નમુના પ્રમાણે લીફોર્ટે પીટરના હુકમ ઉપરથી બાર હજાર માણસો તૈયાર કર્યા. તેમાં ફ્રેન્ચ વગેરે પરદેશી લોકો પણ પુષ્કળ હતા. એ લોક દરરોજ કવાયતનો અભ્યાસ કરતા હતા. પોત પોતાના બે ભાગ કરીને એક બીજા સાથે લડવું, એક બીજાને ઘેરી લેવા, અને ઘેરા ખસેડવા, ઈત્યાદિ વાતો હમેશાં કરતા, તેમાં પણ કેટલીક વાર તેમને એટલું શૂર ચઢતું કે એક બીજાને જખમી કરતા. એવી એક ઝપાઝપીમાં લીફોર્ટ સુદ્ધાં એકવાર જખમી થયો હતો.

લશ્કરનો સુધારો કરવામાં પીટર એટલો ગુંથાયલો હતો, તોય અરમાર તરફથી તેનું ધ્યાન ઓછું થયું નહોતું. વ્હોરોનિટ્ઝ નદીને કાંઠે કેટલાએક વલંદા અને વિહનીશિઅન કારીગરોને વહાણ બાંધવાના કામ ઉપર પીટરે રાખ્યા હતા. એ અરમાર તૈયાર થાય એટલે આઝોફના સમુદ્રમાં રાખવાં કે એ દરિયા ઉપર પોતાનો અમલ બેસાડવામાં તથા ક્રિમિયાના તાતાર રાજા સાથે લડવાના કામમાં મારો ચલાવવાને કામે ઉપયોગી પડશે, એવી તેની પકી ખાતરી હતી. તે અરમારનું કામ કેટલું થયું તે જોવા સારૂ ત્યાં હમેશાં જતો હતો. એ અરમારનો મુખ્ય અધિકાર તેણે લીફોર્ટને આપ્યો. પરદેશી કારીગરોને પોતાના દેશમાં રાખીને તેમની પાસે કામ કરાવી લીધાથી જે ફાયદા થાયછે, તે રૂશિઆના મોટા લોકોને આ અરમાર ઉપરથી તથા લશ્કરના સુધારા ઉપરથી ખુલ્લા નજરે પડ્યા, ત્યારથી પારકા લોકોને ઉત્તેજન આપ્યા બાબતની તેમની બડબડ છેક બંધ પડી. તોય ધર્માધિકારી અને કેટલાક વચલા વાંધાના લોકો તેમની ઘણી ઈર્ષા કરતા હતા, કારણ તેઓ એમ સમજતા હતા કે, જે આપણું પ્રાચીન તેજ સારૂં છે, અને ફેરફાર કરવો એ બેવકુફી છે. લોકોની એવી સમજણ સુધારાને હાનીકારક છે.

લશ્કરની અરમારની અને ઉપયોગી કારખાનાની એવી ગોઠવણ કરી અને તે કામ બરોબર ચાલ્યું; તથાપિ તેમાં પણ એક મોટી વાતનો વિચાર પીટરને કરવાનો રહ્યો હતો. તે તેના રાજની વસુલાતનો વિચાર હતો. એક વેળાએ લીફોર્ટે પીટરને સ્પષ્ટ કહ્યું કે, આપે જે આટલું લશ્કર અને અરમાર વધાર્યું છે, તેને દરસાલ પુષ્કળ પૈસા લાગશે; અને હાલની પેદાશ હાલના સાધારણ ખરચમાં પુરી પડી શકતી નથી માટે ઉપજ વધારવાની કંઈ ગોઠવણ કરવી

જોઇએ. ફક્ત એટલી સૂચના કરીનેજ તે બેસી ન રહ્યો, પણ બાદશાહને જણાવ્યું કે આપણા વહાણોવડે જે માલ વેપાર સારૂ પરદેશમાં જાયછે, તથા જે માલ પરદેશથી આપણા મુલકમાં આવેછે, તેના ઉપર જકાત અતીશય બેસાડેલું છે, તે વેપારીથી આપી શકાતું નથી, તેથી તે થઈ શકે તેવી લુચ્ચાઇથી તેઓ પોતાનો માલ છાનોમાનો મોકલે છે, અથવા જકાત વસુલ કરનારા અમલદારોને લાંચ આપીને થોડા પૈસામાં પોતાનું કામ કાડી લેછે. એથી રાજની ઉપજમાં ઘણું નુકસાન થાયછે; તેનો બંદોબસ્ત પેહેલો કરવો જોઇએ. તે બંદોબસ્ત એટલોજ કે, જકાતનો દર સેંકડે દશ રૂપિયા છે તે પાંચ રૂપિયા કરવો. અને તેમાં જે લબાડી કરે તેને સખ્ત શિક્ષા ઠરાવવી. એ સલાહ પીટરના મનમાં ઉતરી, તેથી લૉફોર્ટના કહ્યા પ્રમાણે લાગતો ઠરાવ કરીને અમલમાં આણ્યો. અને પછી જોવા લાગ્યો તો પેહેલે વર્ષેજ દર સાલની ઉપજ કરતાં વીસ લાખ રૂબલ વધારે આવ્યા. જુવો, જકાત ઉતરવાથી ઉપજ વધી! એ વાત ઘણી ચમત્કારી છે. પણ ખરૂં જોતાં એમાં કાંઈ નવાઇ નથી. જકાત કમી હોય એટલે પુષ્કળ વેપાર કરવાને માણસોને હોંસ થાયછે; અને થાડાને વાસ્તે લૂચાઈ કરવાની કે લાંચ આપવાની ઇચ્છા માણસને વધારે થતી નથી. તેથી એની મેળેજ વેપાર વધેછે. અને જકાત વધીને સરકારને ફાયદો થાય છે. એ વાત બીજા કેટલાએક બ્યવહારમાં પણ લાગુ પડેછે.

પીટર સ્વભાવે ક્રોધી ને ઉતાવળીઓ હતો; તેથી કરીને એકાદા બેગુન્હા આદમીને નુકસાન થવાનો પ્રસંગ ઘણી વાર આવતો હતો, તથાપિ એવી વેળાએ બેચાર યુક્તીની વાતો કહીને લૉફોર્ટ તેને ઠેકાણે લાવતો અને નિરપરાધી માણસનો બચાવ કરતો. એ બાબત અનેક વાતો પુસ્ત-

કોમાં લખાયલી છે. એકાદા મોટા કુળવાન માણસના હાથથી જો કંઈ સેહેજ અપરાધ થાય તોય તેને ગુસાનો માર્યો પીટર ભારે સજા કરતો હતો, તેવારે લીફોર્ટ તેને કહેતો હતો કે, એટલી ઉતાવળ ન કરો, જરા ધીમા પડો, વિચાર કરો, અને પછી જે કરવાનું હોય તે કરો, એટલું કહેતાં પણ તે નરમ ન પડે તો લીફોર્ટ તેને કહે કે, "મહારાજ તે શિક્ષા તે બિચારા અનાથને ન કરશો, મને કરો, તે હું ખમવાને તૈયાર છું." એ વાક્ય કાને પડ્યા પછી પીટર થોડો વિચાર કરીને તે આરોપિને છોડી દેતો એમ કેટલીક વાર બન્યું હતું. લીફોર્ટ પરદેશી માણસ હતો; તે રૂશિયન લોકોના સાધારણ સ્વભાવ પ્રમાણે આંખમાં રેતીના દાણા પ્રમાણે ખૂચવો જોઇએ, પરંતુ તે એવા મોટા મનનો અને સજ્જન હતો કે તેમને સ્વદેશ બાંધવ કરતાંએ વધારે વહાલો લાગતો હતો. શાહણાની બલા દૂર ! લીફોર્ટના સ્વભાવ જેવા માણસ જ્યાં જાય ત્યાં સર્વને વહાલો થઈ પડે.

વળી લીફોર્ટે એક સારો માણસ પીટરને મેળવી આપ્યો, તેનું નામ અલેકઝાંડર મેંઝિકાફ હતું. એ પુરૂષની મૂળ કથા ઘણી ચમત્કારી છે. એવી રીતે કે, એનાં માબાપ વોલ્ગા નદીને કાંઠે એક નાના સરખા ગામડામાં રેહેતાં હતાં. તે એટલાં દરિદ્રી હતાં કે, મેંઝિકાફને થોડું વાંચતાં લખતાં એ શિખવવાની તજવીજ કરી શક્યાં નહિ. તોપણ તે તેર ચૌદ વર્ષનો થયા પછી પોતાના માબાપને ન કહેતાં છાનોમાનો પોતાને ઘેરથી નીકળીને પોતાના ગુજરાનની તજવીજ કરવા સારૂ પાધરો માસ્કો શેહેરમાં આવ્યો. ત્યાં તેને એક ભઠીઆરાની દુકાને ચાકરી મળી. તેને ત્યાં કામ એ કરવું કે, દરરોજ એક ટોપલીમાં ભાખરીઓ અને અંગાખરાં ભરીને વેચવા સારૂ શેહેરમાં ફરવું. એ વેળા

તે નવો જુવાનીમાં આવતો અને સુંદર ચેહેરાનો હતો તથા તેના શબ્દમાં મીઠાશ હતી. વળી તે પોતાનો ગરીબ પોષાક ઠીકઠાક પેહેરતો અને લોકો સાથે ઘણી નમ્રતાથી ચાલતો તથા રસ્તે ચાલતાં પોતાની સુસ્વર મોરલી વગાડીને મધુર ગીત ગાતો એથી લોકોનું ધ્યાન તેનામાં લાગીને તેનો માલ ઉતાવળો ખપી જતો. ઉકરડે રત્ન પડ્યું હોય તોય તેનું તેજ ઝાંખું થતું નથી, એજ રીતે મેંઝિકાફના ગુણવૈભવ દરિદ્રતાથી ઢંકાયા નહિ. એક દહાડો લીફોર્ટની નજર તેની ભણી ગઈ. ત્યારે તેને પોતાના ઘરમાં બોલાવીને એમ પૂછ્યું કે, આ ટોપલી તું વેચાથી આપે છે? તેનો તેણે જવાબ દીધો, "માંહેનો માલ વેચવાની માત્ર મારા ધણીની મને રજા છે, ટોપલો વેચવાની નથી, જો તમારે તે જોયતી હોય તો હું તેને પૂછી આવું." એ જવાબથી લીફોર્ટને મોટી નવાઈ લાગી. ને ત્યારથી તેને તેણે પોતાને ત્યાં ચાકરી રાખ્યો, પછી તેની બાદશાહ જોડે ઓળખાણ કરાવી આપી. તેનું મનોરંજક સ્વરૂપ, લાવણ્યતા, અને પ્રમાણિકપણું જોઇને બાદશાહની તેના ઉપર ઘણી મેહેરબાની થવાથી તેણે તેને પોતાના દરબારનું એક મોટું કામ સોંપ્યું. તથા જે વિચાર પોતાના મનમાં ઘોળાયા કરતો તે તેને કહેવા લાગ્યો. વળી ત્યાર પછી મેંઝિકાફને સાથે લીધા વિના ક્યારે કદી બહાર ગયો નહિ. બાદશાહ એક વારતો એમ પણ બોલ્યો કે, "એક લુચ્ચા અમલદારે મને મારવાસારૂ મારા ભોજનમાં ઝેર મેળાવ્યું હતું, તે મેંઝિકાફની નજરે પડવાથી તેણે લાગલું મને કહ્યું, ને તે ઉપરથી મેં તે ખોરાક એક કૂતરાને ખવરાવ્યો, અને કુતરો તેથી મરી ગયો. એમ મેંઝિકાફે મારો જીવ બચાવ્યો, ને મેં તે સરદારને કેદ કીધો. કેટલીકવારે જઇને જોઉં છું તો તે સરદાર મરણ પામેલો નજરે પડ્યો." એવી રીતે થોડા વખતમાં, ને થોડી મેહેનતે

મેન્ઝિકાફ બાદશાહના નાકનો વાળ થઈ પડ્યો. સદ્ગુણ મહિમા એવો વિચિત્ર છે.

અલેકઝાંડર ગાર્ડન નામે એક સ્કાચ ગૃહસ્થ ઉપર પીટરની મેહેરબાની થઈ તેની હકીગત પણ એવી ચમત્કારિક છે. તે આ પ્રમાણે—તે પેહેલ વહેલો માસ્કો શેહેરમાં આવ્યો ત્યારે પાત્રિક ગાર્ડન નામે શખ્સે તેની ઝાર સાથે મુલાકાત કરાવી આપી. એ ઉપરાંત અલેકઝાંડર ગાર્ડનની બીજા ઘણા જણા સાથે ઓળખાણ થઈ. તેને એક દહાડો એક ઠેકાણે લગનમાં બોલાવ્યો હતો. ત્યાં ઘણા રૂશિયન ગૃહસ્થોની મંડળી મળી હતી, તેમાં આણીમેર પેલીમેરના વાતો થતાં થતાં પરદેશી લોકો ઉપર ટીકા ચાલી. તેમાં એક માણસે સ્કાચ લોકોની અતિશય નિંદા કરી. તે સાંભળીને ગાર્ડનનો પિત્ત ઉછળી આવ્યો. સ્વજાતીનું અભિમાન દુઃસહ હોય છે. સ્વદેશી ભાઇઓની ઠેકડી સાંભળીને ગાર્ડનને એટલો ક્રોધ ચડ્યો કે, તેણે પેલા નિંદા કરનારને ડોસો મારીને ભોંય ઉપર નાંખી દીધો. તે જોઈ તેના પાંચ સાત સોબતીઓ ગાર્ડન ઉપર ધસી આવ્યા.તેને પણ એક એક હડસેલો મારીને દુર કર્યા. એથી તેની આગળ જવાની કોઇની છાતી ચાલી નહિ, અને થોડીવારમાં સમાધાન થઈ ગયું. પણ જેમણે માર ખાધો હતો, તેઓ સઘળા અમીર ઉમરાવના દીકરાઓ હોવાથી એ ટંટો બાદશાહ સુધી પહોંચ્યો. ગાર્ડને ઝાર સામા ઉભા રહીને બનેલી સર્વ હકીગત તેને જણાવી; ને છેવટે એમ બોલ્યો કે, ગુસ્સાના આવેશમાં મારાથી આ અપરાધ થયો તેની ક્ષમા કરવી. એ વેળાએ ગાર્ડનનું સત્ય ભાષણ, નમ્રતા, ને સરળપણે હાથે થએલા ખોટા કામનો પસ્તાવો જોઈ પીટરને તેનું સજ્જનપણું સમજાયું તથા તેની દયા આવી. તેથી તે બોલ્યો, "કંઈ ચિંતા નહિ; મને માર્યા કહીને જે

આસામીએ તારા ઉપર ફરીઆદ કરી છે, તેનો જે ન્યાય તેજ થયો છે; તેમજ હું પણ જે લાયક હશે તે કરીશ; જરા સબૂર કરો, હું આવ્યો." એમ બોલીને તે લગાર ઉઠીને પોતાની કચેરીના માંહેલા ભાગમાં ગયો. ગાર્ડન કચેરી મધ્યે ચિંતાતુર ઉભો રહ્યો. એટલામાં પીટર સાધારણ લશ્કરી અમલદારના હોદ્દાનો પોષાક લઇને બહાર આવ્યો, અને ઘણા ઉમંગથી ગાર્ડનને તે આપ્યો. એ ગૃહસ્થ પછી તેને વખત જતાં ઘણો ઉપયોગી થઇ પડ્યો. તે હવે પછીના ચરિત્ર ઉપરથી જણાશે. પીટરને માણસની પરીક્ષા ઘણી સારી હતી, એ હવે કહેવાની જરૂર રહેતી નથી.

પીટરનું જળ થળ લશ્કર તૈયાર થયું. તે તેણે નકામું બેસાડી મૂક્યું નહિ. લીફોર્ટને તેણે નૌકા સૈન્યાધિપતિ બનાવ્યો, અને દોન નદીમાંથી વહાણો હંકારીને આઝોફ તરફ આવવાનો હુકમ આપ્યો; ને પાત્રિક ગાર્ડનને દોન નદીને કાંઠે કાંઠે પાંચ હજાર ખુશકી લશ્કર સાથે આઝોફ પાસે આવવાનું ઠરાવ્યું; લીફોર્ટે નવી રીતે તૈયાર કરેલાં બારહજાર સિપાઇઓ તેણી તરફ મોકલ્યા. સ્ત્રેલૈટ્ઝ લોકોની પલટણ જનરલ સ્કેરીમાતાફ અને જનરલ શીનની સરદારી તળે તેણીમેર રવાના કરી. કોજાખ લોકો પણ તેને જઇ મળ્યા. અને આ અરસામાં ખુદ પોતે એકાદ હોદ્દો સ્વીકારીને જવું એવું પીટરના મનમાં આવ્યું. આઝોફ હાથ આવશે તો કાળાસમુદ્ર ઉપર અમલ બેસાડવાને વધારે મેહેનત પડશે નહિ એમ પીટરની ધારણા હતી. આ વખતની સવ તૈયારી સારી હતી. તથાપિ વ્હેનીશિયન અને ડચ વહાણો તે નદીમાંથી વખતસર આવી પહોંચ્યાં નહિ. તેણે કરીને સઘળી ધારેલી મતલબ ભાંગી પડી. તોય વહાણોની વાટ ન જોતાં રૂશ લશ્કરે આઝોફ શેહેરને ઘેરો ઘાલ્યો. પણ પીટરના લશ્કરના એક લૂચા માણસની લબાડીને લીધે તે

સઘળું વ્યર્થ ગયું. તેની હકીગત એમ છે કે, તે લબાડ મા-
ણસનું નામ જેકબ હતું. તેને જનસલશીનના હાથ તળેના
તોપખાના ઉપર નીમ્યો હતો. તેને કાંઈ ગુન્હા બદલ શીને
થોડી શીક્ષા કરી તે ઉપરથી તમામ રૂશલોકો ઉપર વેર
લેવા સારૂ પોતાની તોપોમાં ખીલા ઠોકીને રાત્રે છાનોમાનો
શત્રને જઈ મળ્યો. એવા માહિતગાર માણસ દુશ્મનને
જઈ મળવાથી રૂશ લશ્કરની હાર થઈ એમાં મોટી નવાઈ
શી છે ? ત્યારે તે કિલ્લો ફરીથી એકવાર છાપો મારીને લેવાનો
પ્રયત્ન કર્યો પણ તેમાં કંઈ વળ્યું નહિ.

એક વાર એમ બન્યું, તોય પીટરની હિંમત ગઈ નહિ.
ગુલાબના ઝાડને ઉપરથી કાપી નાંખવાથી જેમ બમણા
જોરથી વધેછે, તેમ પરાભવથી પીટરને બેવડું શૂર ચઢ્યું,
ને તેણે ફરીથી હુમલો કરવાની તૈયારી કરી. આરમારની
સર્વ સિદ્ધતા હતી. તેમજ લશ્કર મધ્યે પણ કશી ન્યુનતા
રહી નહોતી. એવી રીતે તૈયાર થઈ ઈ. સ. ૧૬૯૬ની વસંત
રૂતુમાં પીટરે ફરીથી સ્વારી કરી. આ વેળાએ તે કિલ્લાને
ઘેરો ઘાલ્યો હતો તેની તપાસ બાદશાહ જાતે ઘણી કાળ-
જીથી રાખતો હતો. તે જ્યારે ત્યારે કોઈવાર વહાણ ઉપરતો
કોઈવાર થળ સેનામાં જણાતો હતો. એ અવસરે તે એક પળ
પણ એક ઠેકાણે નિરાંતે બેઠો નહિ. તોપણ કિલ્લામાં દાખલ
થવાયું નહિ. ત્યારે બધા અમલદારોને પાસે બોલાવીને હવે
શું કરવું તે બાબત પૂછ્યું. તેવારે તેમાંના એક વગર બાકી
સઘળાએ એવો જવાબ દીધો કે, આ કામમાં ઉતાવળ
કરવી લાયક નથી. પણ હુમલાનો વિચાર જરા પુરેશદે ક-
રવામાં લાભ છે. એક વગર, એમ જે ઉપર કહ્યું, તે પૂછશો
કે કોણ તો તે પાત્રિક ગાર્ડન હતો. તેણે વાર લગાડવી યોગ
નથી એમ ખુલ્લું કહીને તેમાં ફતેહ મેળવવા સારૂ એક
વિલક્ષણ યુક્તિ સૂચવી. તે બોલ્યો, "આપણી પાસે દશ

બાર હજાર માણસો તૈયાર છે, તે સઘળાને અહોરાત્ર કામે લગાડી આપણા લશ્કરની અગાડીનો કોટ પાયામાં-થી ખોદી નાંખી તેની માટીના ઢગલો કરતા કરતા આગળ જવું, એટલે એ મટોડીથી કિલ્લાની આસ પાસની ખાહી પુરાઇ જઇને તેના ઉપર ગામના કોટ કરતાંએ ઉંચો ઢગલો થશે, ને તેથી માંહેના લોકો ડરીને આપણે તાબે થશે. અગરતો આપણે તેને જીવતાને જીવતા દાટી દઇશું. એથી બીજો પરિણામ થનાર નથી.” એ મનસુબો સર્વને પસંદ પડ્યો. અને તે અમલમાં આણવા સારૂ તમામ માણસો એકદમ ઝપાટાબંધ કામ કરવા લાગ્યા. એ યુક્તિ સફળ થઈ. તારીખ ૨૮ મી જુલાઇને રોજ આઝોફ શેહેર રૂ-શિયન લશ્કરના હાથમાં આવ્યું. એથી પીટરને ઘણો સંતોષ થયો. એ કિલ્લામાંથી જે લોક પકડાયા તેઓમાં પેલો નિ-મક હરામ જેકબ પણ હતો. તેને પીટર પાસે આવતાં કેટલું શરમાવું પડ્યું હશે,તેની કલ્પના પણ થઈ શકતી નથી. વિશ્વાસઘાત કરનાર લોકોની આખરે એવીજ વલે થવાની!

આઝોફ શેહેરનો બંદોબસ્ત કીધા પછી પીટર માસ્કોમાં પાછો આવ્યો. ત્યાં આવીને નવા આરમાર અને લશ્કરનો ખરચ ચલાવવા સારૂ પૈસા જોઇએ વાસ્તે મોટા લોકો અને મધ્યમ પ્રતિના લોકો ઉપર તેણે એક કર બેસાડ્યો તેજ પ્રમાણે ધર્માધિકારી લોકો પાસે મોટી મોટી ઇનામી જહા-ગીર હતી તે સરકાર વસુલ કરીને અમુક રકમ તેમને આપવાનો ઠરાવ કર્યો. આવો કર બેસાડીને આટલું જળ-થળ લશ્કર ઉભું કરવામાં તેની મતલબ તાર્તાર લોકોને ક્રિમિયામાં હાંકી કાઢવા,કે *પંબાનને માર્ગે સર્વાસિઆ અને જાર્જિઆમાં વેપાર ચાલુ કરવો તથા તે રસ્તે ઇરાન જોડે વેપાર વધારવો. એ મનસુબો કાંઈ જેવો તેવો નહોતો;

---

* એ ભૂશીર આફ્રિકાની ઉત્તરે ભૂમધ્ય સમુદ્રમા છે.

એ ચઢાઇને વાસ્તે બહાર નીકળવા પહેલાં બાદશાહના કુટુંબમાં એક મોટી વાત બની. તે અગાડી કહેવાને અવકાશ મળ્યો નહિ. માટે આ ઠેકાણે કહીએ છીએ. તે વાત એ છે કે, તેણે પોતાની રાણીને તાલાક આપીને તેને તેનાં છોકરાં સાથે એક મઠમાં રાખી. એનું કારણ કેટલાક કહે છે કે તે બદ ચાલની હતી, તથાપિ કેટલાકનું મત એવું છે કે, તેના વિચાર જુના વિચારના લોકો સાથે મળતા હતા. એટલે જુનું તે સર્વ સારૂં ને નવું બધું નઠારૂં એવી તેની સમજણ હોવાથી પીટર જે કંઈ મનસુબો કરીને તે અમલમાં લાવવાનું કરે, તેમાં તે જાતે અથવા કોઇની મારફતે હરકત નાંખતી હતી. માટે તેને તજવી પડી. એમાંનું બીજું કારણ વધારે વજનદાર લાગે છે. કરણ તે વખતમાં એવા જુના મતના લોકોનું પક્ષ જાડું બંધાયું હતું, અને રાણીનો ધર્મગુરૂ તે જુનાં પક્ષનો હતો.*



# ભાગ બીજો.

આઝોફ જીતી લીધા પછી માસ્કો શેહેરમાં કેટલાએક દિવસ બીલકુલ સમાધાની રહી હતી. તેથી પીટરનું મન પોતાની પ્રજાને સુધારવા તરફ લાગ્યું. પોતાની પ્રજા કરતાં પશ્ચિમ યુરોપના લોકો ઘણા સારા અને વધારે સુધરેલા છે, એવી તેની પક્કી ખાતરી થઈ હતી, માટે તેમના જેવા આપણા લોકો કારીગર અને જ્ઞાન સંપન્ન થાય, એમ ચહાતો હતો. તેમાં પોતાની પ્રજા પદ્ધતિવાર લડાઇના વહાણ બાંધવાની કળા ક્યારે શીખે એમ તે

---

* સુધારો ચહાનારા સુધરેલા ગૃહસ્થોમાંથી પણ કેટલાએક એવી આફતમાં ફસેલા છે. પણ તેમાંના કેટલાકોથી પીટરનો ઉપાય થઈ શકતો નથી.

અધીરો થઈ ગયો હતો. એ કામ પાર પાડવા સારૂ બાદશાહના હુકમથી પોતાના લશ્કર માંહેના ૬૦ આસામી લીફોર્ટે વીણી કાઢીને ઈ૦ સ૦ ૧૬૯૭ માં વેનિસ તથા ઍમ્સ્ટર્ડૅમમાં વહાણ બાંધવા તથા તે ચલાવવાની વિદ્યા શીખવા સારૂ મોકલ્યા, અને ચાળીસ માણસને એજ કામ માટે હાલાંડ ભણી રવાને કર્યા. વળી લશ્કરી કવાયદ અને ટાપટીપ શીખવા સારૂ કેટલાએક માણસને જર્મનીમાં મોકલ્યાં. એવી રીતે જેજે ઠેકાણે જેજે મળવા સરખું હતું તે મેળવવા સારૂ પીટરે પોતાના દેશના માણસોની યોજના કરી. ઠીક, એટલું કરીને તે બેશી રહ્યો કે ? ના. અનેક વિષયોની માહિતી મેળવવા સારૂ ખુદ પોતે, હાલાંડ, જર્મની ને ઈટાલી વગેરે દેશોમાં જવાનો નિશ્ચય કર્યો. એ બાદશાહને સર્વ ઉપયોગી શાસ્ત્રોનું જ્ઞાન સંપાદન કરવાની ઘણી ઈચ્છા હતી. અને તે માટે તે નિરંતર ઘણી મેહેનત કરતો હતો. એને માટે ફ્રેંચ ગ્રંથકાર *વ્હાલ્ટેરે એમ લખેછે કે, "પ્રાચિન અને અર્વાચિન ઈતિહાસ તમામ ઉથલાવી જતાં પચીસ વર્ષનો જુવાન બાદશાહ માત્ર રાજ્ય વ્યવસ્થા જ્ઞાન મેળવવા સારૂ પોતાનું રાજ્ય છોડીને પરદેશમાં ગયો હોય એવું એકે ઉદાહરણ મળવાનું નથી." એ વાત ખરી છે. રાજ્ય સુખ છોડીને, તેટલી જરૂર ન છતાં, કોઈ મુસાફરીનું દુઃખ માથે લેશે કે ? જેમ એકાદો કબીલદાર ગૃહસ્થ પોતાનાં બાળ બચ્ચાંના સુખ સારૂ જે ઠેકાણે જે સારૂ દેખાય તે ત્યાંથી હરેક તદબીરે મેળવે છે, તેમ પીટર પોતાની પ્રજાના કલ્યાણ સારૂ હર હમેશ કરતો હતો. તેણે પોતાના સુખ તરફ કદી જોયું નથી. મોટાંના લક્ષણ એજ છે.

* એ વિદ્વાન ઈ. સ. ૧૬૯૪ માં જન્મ્યો અને ઈ. સ. ૧૭૭૮માં મરણ પામ્યો હતો. તેના બધા ગ્રંથો છપાયા છે. તેનાં મોટાં મોટાં ૭૦ પુસ્તકો થયાં છે.

પીટરને પરદેશમાં જવાની આ સંધી સારી હતી. એવીકે, તેનો ભાઈ જાન, બીજો ઝાર તે મરી ગયો હતો. ગરબડ કરનારી બેન સોફાયા, તેનું તો કોઈ નામે દેતું નહોતું; દરબારના ઘણા ખરા માણસો એને અનુકુળ હતા. અને આઝોફની સ્વારીમાં ફતેહ મળવાને લીધે તેના ડહાપણને શૂરાતનની કીર્તિ આખા દેશમાં ફેલાઇને બધા લોકો તેને માન આપતા તથા તેનાથી બીહીતા હતા. પણ ધર્માધિકારીઓ અને અજ્ઞાન લોકને પીટરના આચરણ ગમતાં નહોતાં. તેઓ સ્વદેશ બહાર પોતે જવું અથવા બીજાને મોકલવા એ મહા પાપ પીટર કરેછે એમ ખુલ્લું બોલતા હતા, પરંતુ તેની નિંદા કે શાપથી બીહે એવો પીટર નહોતો. માટે તેણે પરદેશમાં જવાની તૈયારી કરીને ઈ. સ. ૧૬૯૭ માં મુસાફરી કરવા નીકળ્યો ત્યારે પોતાની ખાતરી અને વિશ્વાસવાળો સરદાર જનરલ ગાર્ડનને ચાર હજાર લડવૈયા લોકો સાથે પાછળ બંદોબસ્ત રાખવા સારૂ માસ્કો શેહેરમાં મૂકી ગયો. એ તજવીજ ખરેખાતજ ખુદ બાદશાહના, તેના કુટુંબના તથા રાજના સંરક્ષણને કારણ ભૂત થઈ. એ કેવી ઉપયોગી થઈ પડી તે હવે પછી પ્રસંગ આવે કહીશું.

પીટરના મનમાં પેહેલવેહેલું હાલાંડ દેશમાં જવાનું હતું. તથાપિ આપણે રૂશદેશના બાદશાહ છીએ એવું ડોળ રાખીને જવાનું તેને ઠીક લાગ્યું નહિ. માટે તેણે યુક્તિ કાઢી કે પોતાના દરબારનું એક મોટું એલચીખાતું હાલાંડની સરકાર તરફ જાય છે એવું ડોળ દેખાડ્યું. તેમાં ત્રણ વકીલો નીમ્યા; એક લીફોર્ટ, બીજો આલેક્સિસગાલોવિન અને ત્રીજો વ્હોસ્નિસ્તઝિન, તેની સાથે ચાર ગૃહસ્થોને તેના સેક્રેટરી દાખલ નીમ્યા. વળી તેની જોડે બાર સરદારે અને પચાસ સિપાઈનું એક મંડળ તેણીમેર જવાને તૈયાર કર્યું,

તેમાં પીટરે પોતાની સગવડ કરી રાખી. એવી રીતે કે એક ખીજમતગાર, એક પોષાક કરાવનાર ચાકર, અને એક બોર્જો એ ત્રણે જણે પોતાની સેવામાં તત્પર રહેવાનું ઠરાવ્યું. એવી રીતે એકાદા સાધારણ માણસની માફક તે એલચીખાતામાં જવા સારૂ પીટર નીકળ્યો. તેમાં બધાં મળીને ૨૦૦ માણસોનું મંડળ ઈ. સ. ૧૬૯૭માં હોલાંડ ભણી ચાલવા માંડ્યું.

એ એલચી ખાતું રેગા શેહેરમાંથી ગયું. ત્યાંનો કિલ્લો નજરે જોવાનું બાદશાહને ઘણું મન હતું તથાપિ ત્યાંના કિલેદારે તેને પરવાનગી ન આપી તેથી તે જોઈ શક્યો નહિ. કયૂનિગ્ઝબર્ગમાં એ ખાતાને ઘણું આદરમાન મળ્યું. ને જર્મનીમાં તો તેને જમણ ઉપર જમણ અને મિજબાનીઓ ઉપરાછાપરી મળી, તેમાં દારૂની રેલછેલ થઈ રહી. તેના અમલમાં મરજીમાં આવે તેમ બકવું અને મનમાં આવે તેવું તોફાન મચાવવું, એવું તે મંડળમાં ચાલી રહ્યું હતું. તેવી એકજિયાફતમાં લીફોર્ટના કાંઈ બોલવા ઉપરથી પીટરને એટલો ગુસ્સો ચઢ્યો કે તેને મારવા સારૂ તરવાર કાઢી ઉગામીને બોલ્યો. "કર જોઈએ હવે તારો બચાવ; કેમ કરે છે વારૂ." તેનો પેલા એકનિષ્ટ રાજ્યસેવક લીફોર્ટે જવાબ દીધો. "મહારાજ, હું સેનો બચાવ કરૂં? હું કશું કરનાર નથી. ધણીને હાથે મરવું સારૂ, પણ તેના ઘતરાજી કરી લઈને પછી બચાવ કરતા ફરવું ઠીક નથી." એ ભાષણ ચાલેછે એટલામાં ન્હાન પ્રિનસેસે પીટરનો હાથ ઉપરનો ઉપર પકડી રાખીને લીફોર્ટના જીવનું રક્ષણ કર્યું. તે ક્રોધનો જુસ્સો લગારેક સમ્યા પછી પોતાના કરેલા કામનો પીટરને મહા પશ્ચાતાપ થયો, અને તે બોલ્યો. "પ્રજાને સુધારવાની મને ઘણી ઉમેદ છે; તથાપિ મારાથી મારો પોતાનો સુધારો થતો નથી, એમ કહેવાને મને ઘણો

શરમ લાગે છે." મહાન્ સિકંદર બાદશાહ પણ એવાજ એક પ્રસંગમાં એમ બોલ્યો હતો. એવું ગ્રંથોમાં લખેલું છે. પોતાના અવગુણ પોતાને સુઝતા નથી એવો મનુષ્યનો સાધારણ સ્વભાવ છે. તેને દાબીને, નિષ્પક્ષપાત દ્રષ્ટીએ સર્વ વાતનું અવલોકન કરવું એ મોટા ડહાપણનું ચિન્હ છે.

પીટર નીકળ્યા પછી ઠરાવેલ ઠેકાણે પહોંચવા સારૂ તલપાપડ થઈ રહ્યો હતો, અને એલચીખાતું તો ધીમે ધીમે ચાલતું હતું, તેથી તેને પાછળ મેલી તે પોતાના માણસોને લઈને આમસ્ટર્ડામમાં આવ્યો, ને ત્યાંથી તામડતોક નીકળીને ઝાડામ શેહેરમાં દાખલ થયો. ત્યાં તેને કિસ્ત નામે એક માછી મળ્યો. તે પેહેલાં રૂશિઆ દેશમાં કંઈ ઉદ્યોગ કરવા રહ્યો હતો. તેને પીટરની સાથેના જે છ આદમીઓ હતા તેમાંના એકે તેને ઓળખ્યો, ને પોતાની હોડી ઉપર બોલાવી આણ્યો. ત્યાં જઈને જોયું તો રૂશિઆદેશનો બાદશાહ જાતે હેલસા મારે છે તે જોઇ તેને કેટલી નવાઈ લાગી હશે? એને પાસે બેસાડીને પીટરે તેની સાથે મોકળા મનથી વાત કરી. આખરે એમ કહ્યું કે મને એક નાનો મુકામ શોધી આપ અને તે તારા ઘરની પાસે હોવો જોઈએ. કિસ્ત છેકજ ગરીબ હતો. તથાપિ ઝારના કહેવાથી તેણે પોતાના ઘરની પાસે એક બાઇની બે ઓરડીઓ ભાડે લઈને તેમાં પીટરને રહેવાની ગોઠવણ કરી. બાદશાહ તેમાં જઈને રહ્યો, ને કિસ્તને ઘણી નમ્રતાથી તેણે એમ કહ્યું. કે તને કોઈ કાંઈ પુછે તોય હું ફલાણા દેશનો ફલાણો છું એ વાત જણાવતો ના. જો ખુદ તેનેજ કોઈ પુછે કે તમે કયાના કોણ છો, તો જવાબ દેજે કે અમે પરદેશી સુથાર છીએ, ને પેટ ભરવાને અહીં આવ્યા છીએ. તેને ડચ ભાષા આવડતી હતી તેથી ત્યાંના લોકો સાથે બોલવા ચાલવાની તેને અડચણ પડતી નહોતી. અને પોતાથી

બનતી મેહેનતે પોતાનું ખરૂ સ્વરૂપ તે ઢાંકતો હતો તથાપિ તેની સાથેના માણસોના ઉંચા પોષાકર્થી તેને સર્વ લોક ઓળખતા હતા.

ઝાદામના કેટલાએક કારીગર લોકો રૂશિઆમાં કામ કરવા સારૂ ગયા હતા તેની સાથે પીટરને ઓળખાણ થયું હતું. તેના કુટુંબના સમાચાર લીધા પછી ત્યાંના બજારમાં ગયો ને ત્યાંથી પોતાને માટે કેટલાંએક સુથારી કામનાં હથીઆરો ખરીદ કર્યાં અને તેવીજ રીતે તેણે પોતાની સાથેના માણસોની પાસે પણ તેમની મરજી પ્રમાણે લેવડાવ્યાં. ત્યાર પછી કેટલેક દહાડે એવું જાણવામાં આવ્યું કે તે માણસોમાં તેની મેહેરબાનીવાળા બે ગૃહસ્થ મેઝિકાફ અને ગાનિટઝિનની પાસે પણ એ કામ કરાવ્યું હતું.

પછવાડે જે મોટું એલચીખાતું આવે છે, તેની જોડેનાં કેટલાંએક માણસો રૂશિઆ દેશથી આવ્યાંછે, તેમાં વેશ બદલીને તેમનો બાદશાહ પણ આવેલો છે, એવા સમાચાર આમસ્તર્ડામમાં જણાતાંજ પીટરના મુકામ આગળ ડચ લોકનાં ટોળે ટોળાં એકઠાં થયાં, પણ તે ઘણું કરીને કોઇની નજરે પડ્યો નહિ. કારણ એમ જથાબંધ માણસો એકઠાં થઈ પોતાની બણી તાકીને જુવે, તેની તેને જન્મથીજ ચીડ હતી. જો કે તે બહાર દેખાતો નહોતો તોપણ રૂશિઆનો બાદશાહ અહીં આવ્યો છે. એ બાબત કોઇને સંશય રહ્યો નહોતો. તેમાં વળી એવું બન્યું હતું કે, આર્કેંજલથી પેલા એકઠા થએલા લોકોમાંથી એક જણ ઉપર કાગળ આવ્યો હતો, તેમાં ઝારના સ્વરૂપનું વર્ણન કર્યું હતું તથા તેની સાથે તેની તસબીર પણ મોકલી દીધી હતી.

કેટલેએક દિવસે પીટર ત્યાંના લોકો સાથે છેક હળી મળી ગયો. એવો કે તેમને તે પારકો લાગે નહિ અને તેને એ લોકો પારકા લાગે નહિ એવું બન્યું. તે તેમની જોડે વહાણ

બાંધવાનું કામ કરે, હસે, રમે, તથા મોકળા મનથી તેમની જોડે વાત કરે, એમ કરતાં કરતાં ત્યાં તે એટલો તો વહાલો થઈ પડ્યો હતો કે, દરરોજ જે કાંઈ કરે કે બોલે તે તેની પાસેના ઓળખી રાખવા લાગ્યા. તે કેવા પ્રકારનો માણસ હતો એ જેટલું હોલાંડમાં જાણવામાં આવ્યું, તેટલું તેના પિતાના દેશમાં જણાયું નહિ. કેમકે તે થોડો વખત પોતાના દરબારમાં પરદેશના આવેલા વકીલો સાથે વાતચિત કરીને બાકીનો બીજો વખત કારીગર લોકોમાં નવી નવી કળાઓ શીખવામાં ગુજારતો હતો.

આદામના કારખાનાઓ માંહેલા એક કારખાનામાંથી તેણે એક નહાનું વહાણ વેચાતું લીધું, અને તેની ડોલ કાઠી પોતાને હાથે તૈયાર કરવાનો નિશ્ચય કર્યો. તેથી સઘળા કારીગરોને મોટી નવાઈ લાગી. કારણ ડોલ કાઠી તૈયાર કરવાનું કામ ઘણી મેહેનતનું છે, કરતાં કરતાં માણસ થાકીને લોથ થઈ જાય છે. એવું અઘરૂં કામ બાદશાહ જાતે શી રીતે કરશે તેનો વિચાર સુદ્ધાં થઈ શકતો નથી. તેવું અઘરૂં કામ ખરેખાત તેણે પાર પાડ્યું. અને તેનો મુખ્ય અધીકારી મસ્કને બનાવ્યો. એ મસ્ક પીટરનો એક આર્મેજમ વાસી મસ્ક નામે મરણ પામેલા મિત્રનો ભાઈ થતો હતો. તેના તમામ કુટુંબ ઉપર એની ઘણી મેહેરબાની હતી. તે તેને વારંવાર મળતો, તેમની જોડે ખુલા દીલથી વાત કરતો અને તેમને પૈસાનીપણ ઘણી મદદ કરતો હતો.

રવીવાર અને બીજા તેહેવારોને દહાડે આમસ્તર્દામથી લોકોના ટોળે ટોળાં પીટરને જોવા સારૂ ત્યાં આવતાં હતાં અને પોતાને એકદમ ઘણા લોકો જોવા આવે એ તેને નાપસંદ હતું, એટલુંજ નહિ, પણ મોટું ટોળું પોતાની આજુબાજુ જોતાંજ તેનું ગળું બેશી જાય, ચેહેરો કાળો પડે, અને આખું શરીર થર થર ધ્રુજવા લાગે, એ પ્રકાર તેની

સાથેના માણસો જાણતાં હતાં, પણ ડચ લોકોને તેની ખબર નહોતી. વાસ્તે જ્યારે તેમના દેખતાં બાદશાહની એવી હાલત થઈ ત્યારે તેઓ ઘણા બીના, કેમકે તેઓએ જાણ્યું જે આપણે લીધે આ રૂશિયન બાદશાહની એ દશા થઈ. પણ હમેશના ધારા મુજબ એક જુવાન રૂપવંતી સ્ત્રી જ્યારે બાદશાહની પાસે આણી ત્યારે ઝટ તે શુદ્ધીમાં આવ્યો, અને તેને સારૂં લાગ્યું. તેને એવું થતું ત્યારે અથવા ઘણો ગુસ્સે થતો ત્યારે તે સમાવવા સારૂ પાસેના લોકો એમ કોઈ તરૂણીની યોજના કરતા તે તેની પાસે એકાંતમાં કેટલીકવાર રહે એટલે બાદશાહ સારો હોંશિયાર થતો. એ વાત ખરેખરી ચમત્કારિક છે. પૃથ્વી ઉપરના મહાસમુદ્રનું તળીયું માણસ શોધી કહાડે છે, પણ માણસના સ્વભાવ રૂપી સમુદ્રનો પાર તેનાથી નીકળી શકતો નથી!

પીટર વહાણ બાંધવાના કારખાનામાં બીજા રોજદાર મજુર લોકની પેઠે કામ કરતો, અને તેમાં મોટી શોભા ગણતો હતો. તેને એવી સ્થિતીમાં જોવા સારૂ તે વેળાનો ઇંગ્લાંડનો પેહેલવાન ડ્યુક ઑફ્ માલબરો એક દિવસે ત્યાં આવ્યો. તેણે પ્રથમતો ઝારને ઓળખ્યોજ નહિ; કારણ તેનો પોષાક કારખાનાના બીજા મજુરોના જેવોજ હતો, અને તે આવ્યો ત્યારે પીટર એક જગાએ જરા વિસામો ખાવા સારૂ બેઠો હતો ને બીજા મજુરો વહાણને જડવાની એક મોટી લાદી એક જગાએથી બીજી જગાએ લઈ જતા હતા. તેવામાં કારખાનાના માલીકે પીટરને બેઠેલો જોઇને કહ્યું, "અરે, બેઠોને જોયા શું કરે છે,? તેને હાથ લગાડ." એ સાંભળતાંજ ઝટ ઉઠીને પીટરે તે લાદીને ખાંધ મારીને જ્યાં પહોંચાડવાની હતી ત્યાં પહોંચાડી. તેમજ પેહેલાં આઍજલથી પાછા આવતાં ઇસ્તિઆમાં મ્યુલર નામે એક ગૃહસ્થના કારખાનામાં કેટલાએક દિવસ રહ્યો હતો, ત્યાં

તેણે જાતે કેટલાએક ત્રાપા પોતાની જાતે બનાવ્યા. અને તે ઓળખવાસારૂ તે ઉપર પોતાનું નામ કોતર્યું. તે કામની તેણે બીજા મજુરોની પેઠે મજુરી માગી, ને તે તેને મળી. મજુરીના પૈસા હાથમાં લઇને બોલ્યો, "આહા, બહુ સારૂ થયું; એ પૈસાનો એક સારો જોડો આવશે; આ મારા પગમાંનો જોડો છેક જુનો થઈ ગયો છે, એને બીજું તળીયું ઘાલ્યું હતું તે પણ ઘસાઈ ગયું!" એમ બોલી પેલા પૈસા લઇને લાગલોજ એક પાસેની દુકાનમાં ગયો, ને એક જોડો વેચાતો લઇને પગે પહેર્યો, તેમાં તેને એવું સારૂ લાગ્યું કે તેનું વર્ણન સુદ્ધાં કરી શકાતું નથી. તે જોડો તે જેને તેને દેખડાવતો અને આનંદભેર કહેતો હતો કે, "આ મેં મારા ખરા પરસેવાથી મેળવેલો છે." ખરેખાત! પોતાનો પરસેવો ઉતારીને મેળવેલી વસ્તુ વાપરવામાં એક જાતનો વિલક્ષણ આનંદ રહેલો છે, ને તેની ખરી યોગ્યતા સમજવા સારૂ માણસનું મન પીટરના મન જેવું હોવું જોઇએ. આ દુનિયામાં માણસને જે વસ્તુ પ્રાપ્ત થાય છે, તેમાંનું કેટલુંક પોતે જાતે મેળવેલું હોય છે, અને કેટલુંક કોઈ બીજા સંબંધથી સેહેજમાં મળેલું હોય છે. તેમાં આ કોનું અને પેલું કોનું એ પારખવાને સારા સમજણ જોઇએ. જે લોકો બીજાની મેહેનતથી મેળવેલી સંપત્તી ઉપર જગતમાં વૈભવ ભોગવે છે, તેમને આ પીટરની વાત સાંભળીને ખરેખાત નીચું જોવાનું છે.

ત્યાર પછી કેટલેક દહાડે તે એલચીખાતું મોટા ઠામઠામથી આમસ્તર્ડામમાં આવ્યું તે વખતે તેની સ્વારીમાં સાદો પોષાક પેહેરીને પીટર પણ પાછળની એક સાધારણ ગાડીમાં બેશીને ચાલ્યો. ત્રણ વકીલની ગાડી અગાડી ચાલતી હતી, અને તેમનો ભભકો ભારે હતો, તેથી સર્વે લોક તેમની ભણી જોવા લાગ્યા ને પીટર તરફ ઘણાખરાએતો નજરે ન કરી. એ વાત પીટરને ઘણી પસંદ પડી.

એજ અરસામાં ઈંગ્લાંડનો રાજા ત્રીજો વિલયમ ત્યાં ગયો હતો. તેની પીટર જોડે મુલકાત થઈ, તે વેળાએ તેની સાથે જે વાતચિત્ત કરી તેનો આરંભ એક ઠેકાણે એમ લખ્યો છે કે, "નામદાર પાદશાહ, હું મારૂં સિંહાસન અને ફતેહમંદ લશ્કર છોડીને એકલો આટલે દૂર સુધી આવ્યો છું, તે જર્મન રાજ્યનાં ભવ્ય શેહેરો અથવા દુનિઆનાં પ્રજાસત્તાક રાજ્યો જોવા સારૂ આવ્યો નથી. પણ આપના જેવા શૂરા પુરૂષોના દર્શન કરવાં એ મારી બહાર નીકળવાની મુખ્ય મતલબ છે." પીટરને સમયોચિત ભાષણ કરતાં આવડતું હતું તે એ અને બીજી પુષ્કળ વાતો ઉપરથી જણાઈ આવે છે.

'જિજ્ઞાસા એ અજ્ઞાનની કન્યા અને જ્ઞાનની માતુશ્રી છે.' એવું એક નામાંકિત ગ્રંથકારે એક ઠેકાણે લખ્યું છે, તે વાજબી છે. એ જિજ્ઞાસા પીટરમાં ઘણી હતી માટેજ તે જગતના ઉત્તમ રાજાઓમાં ગણાયોછે. કાંઈ નવી વાત કાને પડી એટલે તે બાબત જેટલી માહિતી મેળવવા સરખી હોય તેટલી મેળવ્યા વગર તે કદી રહ્યો નહિ. તેણે હાલાંડના માછી મારોની હોડીઓ જોઈ; વ્હેલ નામે પ્રચંડ મચ્છ કેમ પકડે છે, કેમ મારે છે, તેના હાડકાં શી રીતે કાડે છે, તેનું તેલ કાડીને કેમ ગાળે છે, એ બાબત તેણે વાકેફગારી મેળવી. પવનચક્કીઓ, લાકડાં વેહેરવાનાં કારખાનાં, પાણી કાઢવાનું કારખાનું, અને કાગળ બનાવવાનું કારખાનું, એ સર્વ એણે જોયાં એટલુંજ નહિ, પણ તે સાંચા કયા મુળ તત્વ ઉપર ચાલે છે તે પણ સમજી લીધું. તે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવાના કામમાં પોતાના જીવનીપણ દરકાર રાખતો નહોતો. એક દહાડો કાંઈ સંચો જોવા સારૂ તે એક ઉંચે ઠેકાણે ચડ્યો હતો ત્યાંથી પગ ખસીને હેઠે પડ્યો ને તેનો એક પગ મોચાઈ ગયો. તે

બાદશાહ છતાં જ્ઞાન મેળવવાની એટલી ઇચ્છા પીટરમાં હતી, એ જોઇ આપણે મોટી નવાઈ લાગે છે.

વહાણ બાંધવાના કામમાંજ તેની ઘણી શોધ હતી એમ નથી; પણ તેને બીજી વિદ્યાનોએ ઘણો છંદ હતો. માણસ મુવા પછી તેની શરીર રચના જોવા સારૂ અને રોગની પરીક્ષા કરવા સારૂ મુડદાં ફાડવામાં આવે છે, તે કામ ખરૂં જોતાં ઘણું કંટાળા ભરેલુંછે. તે એ પીટર શીખ્યો હતો. તથા એકાદ ઠેકાણાનું દુખદાયક લોહીને કાડી નાંખતાં પણ તેને આવડતું હતું. એક ડચ ગૃહસ્થની સ્ત્રીને જલોદર થયો હતો, તેને સારૂં કરવા માટે કંઈ શસ્ત્ર પ્રયોગ પીટર તેના ઉપર કરતો હતો એવામાં તેની બીમારી વધી જઇને તે બાઈ મરણ પામી. તે જોઈ તેને ઘણું માઠું લાગ્યું અને તેના ધણીનું મન વાળવા માટે તેના પ્રેત સંસ્કારની વેળાએ સાથે ગયો હતો.

પોતાને જે શસ્ત્રવિદ્યા અને વૈદું આવડ્યું તેવડે હમેશ લોકોપયોગી થવાની પીટરની ઇચ્છા હતી, માટે તે પોતાની જોડે હમેશાં એક શસ્ત્રની ને એક ઓશડની એવી બે પેટી રાખતો. એકવાર તેના હાથથી એવું કામ કરતાં એક અજબ એમ બનાવ બન્યો. એવી રીતે કે, બાલબોયરાફ નામે તેનો એક ખીજમતદાર હતો, તે એક દહાડો ઉતરી ગયેલ મોડે ચિંતાતુર બેઠેલો તેની નજરે પડ્યો. ત્યારે તેણે તેને પૂછ્યું, "કેમ રે એમ કેમ બેઠોછે?" ખીજમતદારે જવાબ દીધો, "નહિ મહારાજ, કાંઈ નથી; મારી સ્ત્રીની એક દાઢ ઘણી દુખે છે, તેથી તે ઘણી રડેછે. અને વૈદ્યને તો હાથે અડકાડવા દેતી નથી, હવે શું કરૂં મહારાજ!" એ સાંભળી ઝાર બોલ્યો, "એમછે? કાંઈ ફિકર ન કર; હું તેને સારી કરૂં છું," એમ કહી પીટર તેની સાથે તેને ઘેર ગયો. અને પેલી સ્ત્રીની પ્રકૃતિ જોવા લાગ્યો, ત્યારે બાઈ

ગભરાઇને બોલી, "અરે મહારાજ, મને કાંઈ દુઃખ નથી; અરે હું ખરેખરૂં બોલું છું તે સાંભળો, મને બીલકુલ રોગ નથી. કૃપા કરીને મને એમવું દુઃખ ન દેશો." એ સાંભળી તેનો ધણી પીટર તરફ વળીને બોલ્યો, "જોયું મહારાજ, વૈદ્ય દીઠો કે એમ બોલેછે, અને તે ગયો કે પાછી રડવાને ઓસો નાંખવા માંડે છે." ત્યારે પીટર બોલ્યો, "ઠીક કંઈ ચિંતા નહિ. હું હમણાં એને સારી કરૂંછું, જરા તમે એના હાથ ઝાલી રહો." એ પ્રમાણે પેલાએ તેના હાથ પકડ્યા. અને પીટરે અમુક અમુક દાંત દુખતા હશે એમ ધારી કહાડી ચિમટા વડે ઝટ ઉંચકી કહાડ્યા. એ વાતને કેટલાક દિવસ ગયા પછી પીટરને માલમ પડ્યું કે, પોતાની સ્ત્રી બદચાલની છે એવું સમજીને, તેને સજા કરાવવા સારૂ તેના ધણીએ આ કપટ યુક્તિ કરી હતી; પણ ખરૂં જોતાં તો તેના દાંતમાંના કંઇ દુખતા નહોતા. એ જાણતાંજ પેલા ખીજમતદારને બોલાવી મંગાવીને પોતાને હાથે ખુબ માર માર્યો.

પીટરને ભેટ આપવા સારૂ *સ્ટેટસજનરલની આજ્ઞા ઉપરથી વિટસેનની મારફતે એક વહાણ ઝાદામમાં તૈયાર કરાવ્યું હતું. તેનો તેણે માનપૂર્વક સ્વીકાર કર્યો, અને તેનું નામ આમસ્તરદામ રાખ્યું. તેના ઉપર નાખોદાનો અધિકાર મસ્કને આપ્યો. એ મસ્ક આર્ચેજલ વાળા મરણ પામેલા મસ્કનો છોકરો, અને પોતે વેચાતી લીધેલા વહાણના નાખોદા મસ્કનો ભત્રીજો થાય. જેને એક વાર પોતાનો કહ્યો, તેનું નિરંતર કલ્યાણ કરવામાં પીટરની બુદ્ધિ ઘણી સારી હતી. રાજાનાં મન એવાં હોવાથી ગરીબગુરબાનું ભલું થાય છે.

ઇંગ્લાન્ડ જ્હાસિલો વિહટ્ઝ નામે જે રૂશિઆદેશમાં એક

---

* હાલાંડમાં કાયદા બાંધનારી સભાનું નામ.

બાદશાહ થઇ ગયો, તેના વખતથી યાહુદી લોકોને રૂશિયન રાજ્યમાં રહેવા દેતા નહોતા. માટે તેમણે વિતસેનની મારફતે પીટરને એવી અરજ કરી કે, રૂશિયન રાજ્યમાં રહેવાની અમને પરવાનગી મળવી જોઇએ. અને એ કામ કરવાના બદલામાં પુષ્કળ પૈસા નજરાણાને નામે તેની પાસે મોકલ્યા. એ અરજી આપતી વેળાએ તેની તરફનું વિતસેન જેટલું બોલ્યો તેટલું બધું શાન્તપણે સાંભળી લઇને પીટર બોલ્યો, "અરે યાહુદી લોકો કેવા છે. અને તેમના વિષે અમારા દેશના લોકોના વિચાર કેવા છે, તેની તેમને ખબર નથી એમ નહિ, તમે જાણોજ છો. ને હું એ જાણું છું અમારી પ્રજા જેવી નજરે હાલમાં યાહુદી લોકો તરફ જુવે છે, તેનો વિચાર કરીએ તો, તેમણે અમારા દેશમાં આવીને વસવાનું મને ઠીક લાગતું નથી; તથાપિ તેમને મારો એવો સંદેશો જણાવો કે, તમે મને જે નજરાણો આપ્યો તેને માટે હું તમારો ઘણો આભારીછું; અને જો તમે રૂશિયામાં આવી રેહશો તો મારી તમારા ઉપર મેહેરબાની રેહશે. વળી તેને એમ પણ કહો કે, આખી દુનિયાને કેમ ફસાવવી એની તમને ખબર છે, પણ અમારા દેશના લોકો તમને બાવા બનાવશે, એ વાત તમારા ધ્યાનમાં રાખજો."

પીટરે હાલાંડના વિદ્વાન લોકોની એ પ્રીતિ મેળવી. તે, પ્રખ્યાત ગુરૂ રૈચના વૈદ્ય વિદ્યાના ભાષણ સાંભળવા જતો હતો, અને ત્યાં શરીર ચીરીને જે જે ચમત્કાર તે દેખડાવતો ને સૌ પીટર ધ્યાન દઇને જોતો. ત્યાં પણ તે છેક હેઠળની પાટલી ઉપર બેસતો હતો, કેમકે તેને મોટાઇ જણાવવાની બીલકુલ ઇચ્છા નહોતી. આમસ્તર્ડામ શેહેરનું પદાર્થ સંગ્રહસ્થાન દવાખાના, જુના સિક્કા અને કળાકૌશલ્યની ચમત્કારિક વસ્તુઓ બધી તેણે જોઈ. લીઉવ્હેન હૂકી

નામે એક યંત્રશાસ્ત્રી સૂક્ષ્મદર્શક યંત્ર કરતો હતો, તેને મળવાને પીટર ગયો, અને તેનાં ચમત્કારિક યંત્રો જોઇ, તેનાં ઘણાં વખાણ કર્યાં. વળી બિંકર્સહૂક નામે તે વખતનો એક નામીચો અર્થ શાસ્ત્રી હતો, તેની પાસે જઇને તેને પોતાના દરબારમાં નિરાંતે રહેવાની સૂચના કરી. એ સૂચનાને તેણે માન આપ્યું કે નહિ એ બાબત કોઇ ઠેકાણે લખેલું જણાતું નથી. હેગ મુકામે કોઈ હાર્ન નામે એક મોટા ચતુર કારીગર સાથે તેને મેળાપ થયો. તેની મુલાકાતથી તે ઘણો ખુશી થયો. વળી એ દેશમાં અપરાધીઓની ચોકશી કેમ થાય છે તથા તેને સજા કેમ કરે છે, તે જોવાનું તેના મનમાં હતું, માટે તે એકવાર ઇનસાફની અદાલતમાં જઇને બેઠો. અને તેવી રીતના બે ટંટાની તપાસ થતાં તેણે નજરે જોઈ. તે બંને ગુનેગારો ઉપર ગુન્હાની સાબીતી થઇને બંનેને મોતની શિક્ષા ઠરી. એ શી રીતે અમલમાં આણી તે પીટરે જોઈ. તેમાં તેને એટલુંજ વધારે લાગ્યું કે, તપાસ કરતાં આટલીવાર લાગે છે તે વાજબી નથી. ખરેખાત, ગુન્હો બન્યો ત્યારથી ચોકશી કરી નીકાલ થાય ત્યાં સુધી આરોપિને બંધીખાને તેમનો તેમ રાખી મુકવો એ કાંઈ સારી રાજ્યવસ્થાની નિશાની નથી. એ બાબતમાં તો સાંપ્રતકાળના સુધરેલા રાજ્યોએ પણ મોટો વિચાર કરવો જોઇએ.

ઝારનો મુકામ હાલાંડમાં હતો ત્યારે તેને એવા સમાચાર મળ્યા કે, ક્રિમિયાની પાસે તેના લશ્કરે મોટી જીત મેળવીને તુર્ક તથા તાતાર લોકોને છેક હરાવી નાંખ્યા. એ ખબર કાને પડવાથી પીટરને ઘણો આનંદ થયો, અને તે ખુશાલીમાં આમસ્તડોમના તમામ લોકોને એક મોટી ભભકાદાર મીજબાની આપી. તેમાં મોટા મોટા અમીર ઉમરાવો પોતપોતાના કુટુંબકબીલા સાથે આવ્યા હતા. એ

મોટો ઓચ્છવ બન્યો અને સઘળા લોકો ઘણા ખુશી થયા. આટલે આપણો બાદશાહ માત્ર જ્ઞાન મેળવવા સારૂ આવીને આપણા ઉપર આટલી બધી માયા દેખાડેછે તથા આપણામાં આટલો ભેળાઈ જાયછે એ જોઇને તેનાં ડચ લોકો ઘણાં વખાણ કરવા લાગ્યા.

એવી રીતે આસરે નવમહિના પીટરે હાલાંડમાં કહાડ્યા. પછી તેના મનમાં આવ્યું કે હવે આપણે બીજા દેશમાં જવું. તેમ કરવા પેહેલાં ફરીને એકવાર ઝાડામ જઇને પોતાના ઓળખીતા બધા કામદારોની સાથે મળ્યો પછી તે હેગમાં આવ્યો ત્યારે તેની જોડે લીફોર્ટ હતો. અહીં ઈંગ્લાંડના રાજા ત્રીજા વિલિયમની મુલાકત થઈ. તે વખતે બંને વચ્ચે આમ તેમ વાતો થવા પછી એવું ઠર્યું કે ઝાર સાહેબની સ્વારી ઈંગ્લાંડમાં પોતાના રસાલા સહિત આવવાનીછે, તેને લેવા સારૂ ત્રણ લડાઇનાં વહાણો અને એક ઝારને બેસવાસારૂ ખાસ વહાણ એમ ચાર વહાણો હેલ્વહતસ્લોઇસ આગળ મોકલવાં. તે પ્રમાણે તે વહાણો ઠરાવેલા વખતે ત્યાં આવી પહોંચ્યાં તેમાં ઝાર પોતાના રસાલા સાથે બેસીને ઈ. સ. ૧૬૯૮ના જાનેવારી મહિનમાં ઈંગ્લાંડ આવી પહોંચ્યો.

પીટરની સ્વારી તારીખ૧૧મી જાનેવારીને રોજ લંડન શેહેરમાં વહાણમાંથી ઉતરી. ત્યાં તેને છાની રીતે રેહેવાની મરજી નહોતી. પણ એકાદા સભ્ય ગૃહસ્થ કરતાં વધારે માન અકરામ આપવાની ગોઠવણ કરશો નહિ એવું તેણે વિલિયમ રાજાને કહાવી મોકલ્યું હતું. તેવીજ તેણે ગોઠવણ કરી. તેનો રસાલો સમાઈ રહે એવા એક મોટો મેહેલ તેને રેહેવા સારૂ આપ્યો તથા જે જોઇએ તે તાબડતોબ મળે એવી ગોઠવણ કરી. તે મેહેલમાં પીટર રેહેવા લાગ્યો. એટલે ઘણા લોકો તેને જોવા સારૂ આવતા; પણ તે વાતની તેને ઘણી ચીડ હતી માટે તે તેમની નજરે પડતો નહિ.

તોપણ ખટપટીઆ ઉદ્યોગી લોકો નાના પ્રકારની યુક્તિ કરીને તેને જોવાની તક સાધતા હતા.

તે લંડન શેહેરની નાટકશાળામાં બેવાર ગયો હતો; અને તેવાજ બીજા તમાસા જોવાનો અવસર ફોગટ જવા દેતો નહિ. એવી રીતે તેનો વખત મોજમઝામાં જતો હતો તોય એને તે શેહેરમાં રહેવું ગમ્યું નહિ. તેનું કારણ એવુછે કે ઘણું કરી તેને નૌકાગમન સંબંધી અને બીજી ઉપયોગી બાબતોની માહિતી મેળવવા સારૂ તે અહીં આવ્યો હતો. પણ તેની ઇચ્છા પ્રમાણે તેનો હેતુ પાર પડ્યો નહિ; અને બીજું કારણ એવુંકે કે તેને જોવા સારૂ લોકોનાં ટોળેટોળાં આવતાં તેનો તેને ઘણો કંટાળો હતો. વળી ઈંગ્લાંડના લોકોની રીત પણ તેને ઘણી ચમત્કારિક લાગી. તે એક દહાડો એક ઈંગ્લીશ ઉમરાવની જોડે રસ્તામાંથી ચાલ્યો જતો હતો તેવામાં એક વહીતરે માથે મોટો બાર લઈને જતાં ઝારને હડસેલો મારીને એક ગટરમાં નાંખ્યો. તે જોઈ પેલો ઉમરાવ બોલ્યો, "અરે એ ઝાર મહારાજ છે, તેતું નથી જાણતો કે?" એ સાંભળીને પેલો મજુર ચીડાઇને દાંત પીસી બોલ્યો, "અં:! કોણ? ઝા! અહીંતો સઘળાજ ઝાર છે.!" એ ઉપરથી ઈંગ્રેજ લોકના અમર્યાદપણાપર તેને ઘણો ગુસ્સો આવ્યો. વળી તે જમવા બેસતો ત્યારે ઈંગ્રેજો કંઈ કંઈ બહાના કાઢીને તેની ભોજનશાળામાં જતા તેથી તેને એટલો તો સંતાપ થતો હતો કે, કેટલીક વારતો અર્ધો જમ્યો ઉઠી જતો. એવું એક બે ાર થયા પછી અ-મથો સંતાપ ન થાય માટે પોતાની હજુરના માણસોને સખત હુકમ આપ્યો કે, ગમે તેટલી યોગ્યતાનો માણસ હોય અને ગમે તે સબબ બતાવે પણ હું જમવા બેઠો હોઊં ત્યારે કોઇને પણ અંદર આવવા દેવો નહિ.

પીટરની ઈંગ્લાંડમાં કાલક્રમણ કર્યાની હકીગત તપસીલ

વાર લખેલી કોઇ ઠેકાણે જડતી નથી તથાપિ સ્ટોરી નામે ગ્રંથકારે તેની કેટલીક વાતો નોંધી રાખેલી છે, તેમાંની કેટલીએક ઘણી નવાઈ જેવી છે. તે મધ્યે એક વાતતો એમ લખે છે કે, પીટર પોતાની હજુરના માણસો જોડે ઘણોજ મીલનસાર રહેતો; તે એટલે સુધી કે, મને મોટા માન સહિત હાક મારશો નહિ. મને માત્ર પીટર કહેશો એટલે બસ, ને એવી રીતની હાંક સાંભળીને હું ઘણો ખુશી થઇશ. એવું તેણે તેમને કહ્યું હતું વળી પીટરની સમજ એવી હતી કે પોતાના તાબાના માણસોની માલમતા તથા તેના જીવ તે આપણા છે, તેનું આપણે ચાહીએ તે કરી શકીએ. એ બાબત તેની એક વાત ગ્રંથોમાં એમ લખેલીછે કે, એક દિવસે બાદશાહ પોતાના કારભારીઓ સહિત બજારમાં ઉભો રહ્યો હતો, એટલામાં વરસાદ વરસવા લાગ્યો, તે વારે પીટરે તે કારભારીઓ માહેલા એકના માથા ઉપર વાળની મોટી ટોપી હતી તે ઝટ ઉંચકી લઇને પોતાને માથે ઘાલી, અને તે બિચારા કારભારીને તેમ પલળતાં ઉભા રહેવું પડ્યું !

એક મહિના સુધી બીજી ત્રીજી ઋતુઓ જોઈ લીધા પછી તેણે લંડનની ગોદી જોવાનું ઠરાવ્યું. એ માટે તેણે વિલિયમ રાજાની રજા લઇને ગોદીની પાસેનો એક મેહેલ રહેવા સારૂ લીધો, અને સેહેજ જા આવ થઈ શકે માટે એક નવો રસ્તો મેહેલમાંથી ગોદી સુધી બનાવ્યો. તે કારખાનામાં પીટર હમેશાં જતો હતો ખરો પણ હાલાંડની પેઠે અહીં એક પણ કામ તેણે જાતે કર્યું નથી. ત્યાં કામ કેમ ચાલે છે તે જોતો અને તે વિષે વાકેફગારી મેળવતો હતો. વળી ટેમ્સનદીમાં ફરવા સારૂ તેની તેનાતમાં ચારપાંચ ઉત્તમ વહાણો રાખ્યાં હતાં તેમાં બેશીને તે વારંવાર નદીમાં આમ તેમ ફરતો હતો. ઈંગ્લાંડના નૌકાસન્યાધિપતિની સાથે

પીટરને સારૂ ઓળખાણ થયું હતું. તેની પાસેથી તેણે આરમારની અવસ્થા બાબત અને વહાણો બાબત ઘણીક સમજણ મેળવી લીધી. તે તેને સ્વદેશની આરમાર સુધારવાના કામમાં ઘણી ઉપયોગી થઇ પડી. તેણે તેને વિલિયમ રાજાના હુકમથી ઈંગ્લાંડના આખા આરમારની કવાયદ બતાવી. તે જોઇને એટલો ખુશી થયો કે, "રૂશિઆદેશના ઝાર કરતાં ઈંગ્લીશ આરમારનો મુખ્ય અધિકારી અરેખરે મોટો છે," એમ સર્વનાં સાંભળતાં તેણે કહ્યું! એ ઘણાજ મોકળા મનની નિસાની છે. આપણી અને બીજાની સ્થિતીમાં અંતર શું છે, તેની કોઇને ખબર નથી એમતો નહિ; પણ તે ખુલ્લી રીતે આમ બોલનારા માણસ તો વિરલાજ હોય છે.

તે લંડનમાં હતો ત્યારે એક રાજકન્યાની વરસગાંઠનો ઓચ્છવ થયો. રાજાના નોતરા ઉપરથી પીટર ત્યાં ગયો હતો, તથાપિ તે એવ ઠેકાણે બેઠો હતો કે, તે ત્યાંથી કોઇની નજરે પડે નહિ, પણ તે બધા મિજબાનોને દેખે એટલી તેને મંડળીની બીક લાગતી. તેમજ તેના મનમાં એકવાર હૌસ ઓફ કામન્સની સભા માંહેનો વાદપ્રતિવાદ સાંભળવાનું આવ્યું. તેને માટે સભા મંડપની પછવાડેનો એક ભાગ જે સ્ત્રીઓને સારૂ રાખેલો છે.‡ તેના કાણા ઉપર કાન દઇને બેઠો. એ ઠેકાણાની હવા ઘેરાયલી હોય છે. પણ જનસમાજની બીકને લીધે પીટર તે જગાએ બેઠો હતો. તેજ પ્રમાણે અમીરોની સભાનું કામ ચાલતું જોવા સારૂ પાસેના એક મેહેલના ઝરૂખામાં બેઠો હતો. ત્યાંથી તે સભા જોવા સારૂ પીટરે બારીમાંથી ડોકું બહાર કાઢ્યુ તે એવું વિચિત્ર માલમ પડ્યું કે, તેથી રાજા અને સભાસદોને હસતાં હસતાં પેટ દુખવા લાગ્યું! તે જોઈ પીટરે ઝટ પોતાનું ડુંડો માંહે લઈ લીધું.

એ પછી બીજીવાર પીટરને શરમાવાનું કારણ એવું બન્યું હતું કે, એક દિવસ વિલિયમ રાજા મળવા સારૂ તેને મુકામે ગયો. તેની તેણે ઘણા આદરભાવથી મુલાકાત કરી. સર્વ મંડળી નિરાંતે બેસીને વાત કરતી હતી તે વખત ક્યારે પાળેલું એક માંકડું તેની ખુરશી પછવાડે બેઠું હતું, તે લગાર ચીડાયા સરખું થઇને કુદકો મારી ઝટ વિલિયમના ખભા ઉપર બેઠું, તેથી તે ચમક્યો, અને સઘળાનાં મોડાં ઉતરી ગયાં. તે માકડાને ક્યારે લાગલુંજ ત્યાંથી ઉઠાડી મૂક્યું ખરૂં, પણ વિલિયમ ત્યાં રહ્યો એટલી વારસુધી તેની પાસે માફ માગતાં માગતાં તે વાજ આવ્યો!

લંડન શેહેરનાં તમામ ભજનાલય જોઇને તે બાબત વાકેફ થવાની પીટરની મરજી હોવાથી તે પુરી કરવા સારૂ રાજાએ બિશપ બર્નેટને તેની પાસે મોકલ્યો. તેણે ધર્મ સંબંધી અને ભજન મંદીરો સંબંધી જે જે પૂછ્યું તે સર્વ કહ્યું.

એ વખતે લંડનના કેટલાએક વેપારીઓએ મેંક્રિકાફ અને ગોલોવિયનની મારફતે એવી વિનંતી કરી કે, આ દેશનો તમાકુ વેપારને સારૂ રૂશિઆમાં લઈ જઇએ તો તેના ઉપર મોટી જકાત લેવામાં આવે છે તે માફ થવી જોઇએ. એ વિનંતી પંદર હજાર પૌંડ નજરાણું લઇને કબૂલ કરી. એ પ્રસંગે વેપારી મંડળીના આગેવાને ઝારને સૂચના કરી કે, તમાકુ ખાવો કે સુંઘવો એ મહા પાપનું કામ છે, એવું જે તમારા ધર્મોપદેશકો વારંવાર લોકોના મનમાં ઠસાવે છે, તેથી અમારા વેપારને લગાર જોખમ આવશે તેણીમેર આપનું ધ્યાન જવું જોઇએ. તેનો પી-

---

‡ ઈંગ્લાંડમાં સ્ત્રી વર્ગને ઘણી છુટ છે તથાપિ હૌસ ઓફ કામન્સમાં ચાલતી તકરારો વેળાએ તેને ત્યાં દાખલ કરવા આવતી નથી. તેથી જે સ્ત્રીને એ સાંભળવાની ખુશી હોય તે એ જગાએ બેશીને સાંભળી શકે છે.

(આ ટીકા પૃષ્ટ ૪૮ માની છે)

ટરે જવાબ દીધો કે, "કાંઈ ફિકર નહિ; ધર્મોપદેશક શું શું બકે છે, તે હું સાંભળી લઈશ, ને ત્યારપછી મારી મરજી પ્રમાણે ઉપદેશ કરે એમ જો નહિ કરૂં તો મારૂં નામ પીટર નહિ." એટલું કહીને તે નિરાંતે બેશી ન રહ્યો, પણ તે પ્રમાણે તેણે કરી દેખડાવ્યું.

ત્યાંથી ઝાર દેટફોર્ડમાં ગયો, ત્યાં ગોદી હતી, તેમાં કેટલીકવાર જાતે કામ કર્યું. અહીંઆગળ તેને દાકતરે હાલીની ભેટ થઈ. એ મહા વિદ્વાન પુરૂષનું ભાષણ સાંભળીને પીટરને ઘણો સંતોષ થયો, અને તેને ઝારે પોતાની મુસાફરીની મુખ્ય મતલબ જણાવી, તથા પોતાની પ્રજામાં સુધારો કેમ કરવો તે બાબત અનેક ઉપાયો તેને પુછી લીધા. એ વિદ્વાન પુરૂષની સાથે જઈને પીટરે ગ્રિનિચની વેધશાળા જોઈ.

આમસ્તર્ડામમાં હતો ત્યાં જેમ સઘળી જોવા લાયક વસ્તુઓ જોઈ હતી તેમ લંડનમાં પણ જોઈ. ચમત્કારિક અને ઉપયોગી જેવું કંઈ નજરે પડ્યું કે લાગલી તે બાબત પુછી લેતો. વળી તેણે ત્યાંની પુષ્કળ ચમત્કારી વસ્તુઓ ખરીદ કરી. તેમાં એક મોટું ઘડીઆળ લીધું. એ ઘડીઆળમાં કયા દેશમાં કેટલા વાગ્યા એ જણાય, ક્યાં રાતછે ને ક્યાં દહાડો છે તે સમજાય; એ વગર તેમાં રાશી ચક્ર પણ દેખાડ્યું હતું. ઘડીઆળનું કામ પીટરને ઘણું મનોરંજક લાગવાથી તે શીખ્યો. અને તે એવી સારીરીતે કે, જોઇએ તે ઘડીઆળ છેક ઉકેલી નાંખીને પાછું બેસાડી શકતો હતો. જેને ઘડીઆળો જોયલાં એવા લાખો લોકો આજે છે, તેમાંથી માંહેની સર્વ યુક્તિ જાણનારા સેંકડે પાંચ મળશે. પણ જુદું પાડીને પાછું બેશાડી શકે એવા તો સેંકડે એ પણ નીકળવા કઠણ. એને મુકાબલે વિચાર કરતાં સર્વના

ધ્યાનમાં આવશે કે, એ ઉપરથી પીટર અને બીજા લોકો-ની બુદ્ધિમાં કેટલું અંતર હતું!

પીટર બાદશાહને કલા કૌશલ્યનો એટલો શોખ જોઇને વિલિયમરાજાએ તેને કહ્યું કે, તમારે જે કારીગરોને તમારા દેશમાં લઈ જવા હોય તેમને ખુશીથી લઈ જાઓ. અ-મારી તરફની કશી હરકત નથી. એ ઉપરથી તેણે આસરે બસેં કારીગરોને પોતાને દેશ લઈ જવા સારૂ વીણી કાઢી-ને તેમનો દરમાયો ઠરાવી દીધો. તેમાં ફરગ્યુસન નામે એક મોટો ગણીતશાસ્ત્રી હતો, તથા પીરી નામે એક યંત્રશાસ્ત્રી હતો. એ લોકો પીટરની આસ્થા જોઇને ગયા તો ખરા, તથાપિ ત્યાંના લોકોના દુષ્ટ સ્વભાવને લીધે તેમનું કામ જેવું જોઇએ તેવું થયું નહિ, એવું કહેવાય છે.

વિલિયમ રાજાએ પીટરને સ્વદેશ જવા સારૂ વહાણો તે-યાર કરાવ્યાં, તેમાં બેશીને ફરીથી હાલાંડમાં આવ્યો, ને ત્યાં કેટલાએક દિવસ રહ્યો. ત્યાંથી નીકળીને વિએનામાં આવ્યો. ત્યાંના રાજા લિઓપોલ્ડે પીટરને ઘણું આદરમાન આપ્યું; અને એની આખી મંડળીને એક મોટી જિયાફત આપી. તથાપિ એ રીત પીટરને ઘણી પસંદ પડી નહિ, કારણ કે તે બાદશાહના લશ્કરનો ઠાઠમાઠ, બ્યવસ્થા, ક-વાએત ઇત્યાદિ કેવાં છે તે જોવાં અને તેમાંથી જે સારાં લાગે તે પોતાના લશ્કરમાં દાખલ કરવાં એટલીજ મતલબ તેની અહીં આવવાની હતી.

વિએનાથી ઇટાલી જવાનો એનો વિચાર હતો, અને તેને માટે ઘણી ખરી તૈયારી પણ થઈ ચુકી હતી. એટલા માં માસ્કોથી પાત્રિક ગાર્ડને સંદેશો મોકલ્યો કે, અહીં સ્ટ્રેલે-ટઝ લોકોએ બંડ કરીને મોટી ગરબડ મચાવી મુકીછે. માટે તમે ઉતાવળા અહીં ચાલ્યા આવો. એ સાંભળીને પીટર લાગલો તે તરફ ચાલતો થયો. આણીમેર ગાર્ડન પીટરને

એવા સંદેશા કહાવીનેજ બેશી ન રહ્યો. પણ પીટરના આ વતા પહેલાં તેમના ઉપર ફોજ મોકલીને બંડખોરોનો પરાભવ કર્યો. તેમાંના કેટલાએક રણમાં પડ્યા ને બાકીના જે રહ્યા તેને પકડીને કેદ કર્યા. આ વેળાએ જો ગાર્ડન માસ્કોમાં ન હોત તો બંડખોરો રાજ્યની ધુળધાણી કરી નાંખત. એ બંડનું કારણ એવું હતું કે, નવો બાદશાહ પરદેશમાં જઈ આવી નવી વાતો ચાલુ કરશે. એ અશાસ્ત્ર, મુર્ખપણું, અથવા મહા પાપનું કામ છે, એવું લોકોના મનમાં ઠસાવી સોફ્રાયાની તરફના લોકોએ એ બળવો ઉત્પન્ન કર્યો હતો.

પીટરે રાજધાનીમાં આવીને તરત બંડખોરોના ગુન્હાની તપાસનો આરંભ કર્યો. એ વેળાએ અત્યંત કડક સ્વભાવ તેણે ધારણ કર્યો હતો. તેણે શિક્ષા ઠરાવીને તે અમલમાં આણી, તેનું વર્ણન અનેક ગ્રંથકારો અનેક રીતે કરેછે. કેટલાએક કહેછે કે, આ બાબતમાં તેણે અતિશય ક્રુરપણું કર્યું. તેના ઉપર કોઈનો જવાબ એવો છે કે, તે ક્રુરપણું નથી પણ દયાનું એક બીજું રૂપ છે. એટલે તેણે પોતાની પ્રજાના જીવની દયા મનમાં આણીને તે અપરાધીઓને સખત શિક્ષા કરી. અને અમે પણ એજ વિચારને મળતા છીએ. જે માણસ સાપને મારેછે, તેને નિર્દય કહેવો કે ! તેમ તે વખતના ઇતિહાસ ઉપરથી ખુલ્લું જણાઈ આવે છે કે, પીટર જો આ વેળાએ એટલો સખત ન થાત તો રાજ્યમાંના ગડબડ કરનારા ઉપર તેનો દાબ કદીએ બેસત નહિ. ત્યારે કેટલાએક ગુન્હેગારોના બાબરાં એક કારભારી પાસે પકડાવીને જાતે તરવાર વડે તેમનાં માથાં ધડથી જુદાં કર્યા. એમ એક ગ્રંથકારે લખ્યું છે. તેમજ બસેં અપરાધીઓને એક લાકડાના ઢગલા ઉપર ઉભા રાખીને જીવતાં બાળી મૂક્યાનું કહેવાય છે. આ કામમાં

મદદ કરવા સારૂ પીટરે લાફિર્ટને પણ એક બેવાર કહ્યુ હતું, તથાપિ એ કામ અમારા દેશની રીતી વિરૂદ્ધ છે. એમ કહીને તેમાંથી તે આઘો રહ્યો. ત્યારે તેને પીટરે કહ્યું કે, "અરે, અપરાધીના રક્ત કરતાં બીજું એકે બળીદાન ઇશ્વરને વધારે વહાલું નથી."

બીજા એક ગૃહસ્થે એ બાબત એમ લખી રાખ્યુંછે કે, ઝારે એક વાર મોટી મીજબાનીનો ઠાઠ મચાવી તેમાંના સર્વ લોકોની સમક્ષ એક હાથમાં દારૂ પીવાનું કાચનું પવાલું અને બીજા હાથમાં કુહાડી લઇ, એક પવાલું દારૂ પીવા અને પેલી કોહાડી વડે એકનું ગળું કાપવું એમ વીસ માણસને ઠાર માર્યા! અને તેમની લાસના ધડ અને માથાં લોકોમાં ઘણો ધાક બેસવા સારૂ, શેહેરના મોટા મોટા રસ્તાની બાજુએ કેટલાએક દિવસ સુધી મુકી રાખ્યાં હતાં. તેમજ જે મઠની ઓરડીમાં સોફાયા રેહેતી હતી, તે ઓરડીની બારીના સામાં એવા અપરાધીની મોટી લારને લારને ફાંસીએ ચડાવી. એવી રીતે પીટરે તે બંડખોરાઓનો અંત આણ્યો.

એ બળવાખોરોને પીટરે સખત શિક્ષા કરી, એ વાત ખરી; તથાપિ ઉપર જણાવ્યા જેટલું કુરપણું તેણે કર્યું નહિ હોય એવું ઘણાએક સુજ્ઞ ગ્રંથકારોનું મત છે. ગુન્હેગારોને સજા કરવાના મુખ્ય બે હેતુ હોયછે; તેમાંનો એક તેમના કરેલાં પાપનું ફળ તેમને મળે એ; ને બીજો, તે જોઇને તેવા કામથી બીજા લોકો આઘા રેહેવાને કાળજી રાખે. એ બે હેતુ મનમાં ધારીને ઝારે આ પ્રકરણમાં આચરણ કર્યું હશે એમ લાગે છે.

એ ફીસાદનું કામ પતી જઇને જ્યાં ત્યાં શાન્તી પથરાયા પછી, પીટરે પોતની પ્રજાનો સુધારો કરવાનો વિચાર આરંભ્યો, તેનું ધ્યાન પેહેલુંતો તેના સિપાઇઓના દેખાવભણી

ગયું. તેના લશ્કરી સિપાઇઓના ડગલા છેક ઘુંટી સુધી લબડતા હતા. તેના ઉપર એક કમરપટો બાંધતા. પેહોળી સુરવાળ અને માથા ઉપર એક ઊંચી સરખી ટોપી ઘાલતા, અને તેની સાથે દાઢી મુછ એવી મોટી રાખતા હતા કે તેથી તે લોકો મંદ, થાકેલા, અને ગાંડા જેવા દેખાતા હતા. પીટરે યુરોપના બીજા દેશોની પલટણો જોઈ હતી, તેની સાથે સરખાવતાં પોતાના સિપાઇઓ તેને એવા નઠારા લાગ્યા કે, પેહેલ વેહેલા તેને સુધાર્યાવિના બીજા કામમાં હાથ ઘાલવો ફોગટ છે, એવો તેણે ઠરાવ કર્યો. એ કામમાં આપણા જુના વિચારના માણસો ઘણી હરકત કરશે એવી તેને ખબર હતી. તથાપિ, 'નિશ્ચયનું બળ' તેજ ઉદ્યોગનું *ફળ, એ કેહેવત ઉપર તેની પુર્ણ નિષ્ટા હતી, માટે તેણે પોતાના ધારેલા કામનો એકદમ આરંભ કર્યો. તે એવી રીતે કે, તેણે પોતાના લશ્કરમાં નહિ પણ સાધારણ રીતે તમામ પ્રજામાં હુકમ ફેરવ્યો કે અમુક મુદતમાં તમારે તમારા ડગલાની લંબાઈ કાપી કાડવી, ને દાઢીને મુછ કાઢી નાંખવી; એમાં જો કંઈ અંતર કરશે તેમને સો સો રૂબલના દંડ કરવામાં આવશે. એ હુકમથી રાજ્યની ઉપજમાં મોટો ઉમેરો થયો. કારણ જે નિસાની વડે આપણે બીજા લોકોમાંથી ઓળખાઇએ છીએ, એ ઓળખ જાય છે, એમ તે લોકોની સમજણ હોવાથી દંડ આપવાનું પસંદ કરતા હતા. પરંતુ 'રાજા કરે તો શું ન થાય?' કેટલીક વારે પીટરની મરજી પ્રમાણે પોષાક થયો. એ બાબતનો દંડ વસુલ કરતાં સરકારી કામદારો પાવલીના બદલામાં એક તાંબાના પતરાંનો કટકો આપતા. તેની એક બાજુએ નાક, મોઢું, મુછો, અને મોટી જરાવ ઝુલતી દાઢીની છાપ પાડેલી અને બીજી બાજુએ દંડ

*આપણા સુધારકોએ આ કેહેણી ગોખીરાખવાની છે.

આપ્યાનું વરસ છાપેલું *હતું.!

પીટરે પોતાની પ્રજાનો સુધારો કર્યો. તેની હકીગત તેણે જાતે પણ લખી રાખી છે. તે એવી રીતેઃ— (મેં છાપખાના ચાલુ કર્યાં, તેમાં શિલ્પી કામ, તોપખાના, યંત્રો અને બીજી ઉપયોગી કળાના પુસ્તકોનાં ભાષાંતરો કરાવીને છપાવ્યાં; તેજ પ્રમાણે ઇતિહાસના ગ્રંથો તૈયાર કરાવ્યા; નાવિક વિદ્યા તથા બીજી વિદ્યા શીખવવાની નિશાળો કહાડી. વળી લાટીન, જર્મન અને બીજી ભાષા શીખવવા સારૂ પણ શાળા સ્થાપી. પેહેલાં પરદેશ જોડે વેપાર કરનારને મોતની સજા થતી તે રદ કરીને પોતાની પ્રજાને વેપાર કરવાની પરવાનગી આપી, એટલુંજ નહિ પણ તેમને તે વેપાર કરવાને ઉત્તેજન આપ્યું, તથા તહનામા, જાહેરનામા, ઇત્યાદિ ઉપર જાતે સહી કરવાનો ધારો ચાલુ કર્યો. એટલી વાત કંઈ થોડી નથી, ઘણી છે. એવડે તેના દેશની પ્રજાને કેટલો બધો ફાયદો થયો, તે કહી શકાય એવો નથી.

પરમેશ્વરે આ સૃષ્ટી સપ્ટેંબર મહિનામાં નિર્માણ કરી છે, એમ ખ્રીસ્તિ લોકો માને છે તે ઉપરથી રૂશ દેશમાં નવા વર્ષનો આરંભ તે માસથી કરતા હતા. એ રીત જ્યોતિષ શાસ્ત્રની રીતે અને યુરોપના બીજા દેશોને મુકાબલે બરાબર નથી એમ પીટરના મનમાં આવ્યાથી, તેણે એવો

*આ ઉપરથી જોવાનું છે કે આપણા દેશી રાજાઓમાંથી હાલમાં ઘણાએ યુરોપીયન કેળવણી લીધી છે. કેટલાક યુરોપની યાત્રા કરીઆવ્યા છે. પણ તેમાંથી કોઈ પીટર જેવો નીકળતો નથી. જો નીકળે તો પોતાના અમલમાંથી બાળ લગ્ન વગેરે કુચાલો દૂર કરીને તથા ઉત્તમ કારીગરી દાખલ કરીને આર્યદેશનો પુનરોદ્ભવ કરવાનો જશ મેળવી લે. પણ અફસોસ.હજી સુધી કોઈ માલમ પડતો નથી!!

હુકમ કર્યો કે, ચાલુ વર્ષથી એટલે ઈ૦ સ૦ ૧૭૦૦થી વર્ષ નો આરંભ યુરોપનાં બીજા રાજ્યોની પેઠે જાનેવારીની પેહેલી તારીખથી ગણવો, એ વાત પ્રજાને ગમી નહિ; તેથી કેટલીક મુદત સુધી પોતાના વ્યવહારમાં જુની રીત રાખી હતી. પણ સરકારી કામ નવી રીતે તડાકાબંધ ચાલ્યું ત્યારે, જુની રીતથી તેમને અડચણ પડી એટલે નવી રીત પકડી.

છેક પીટરની વખત સુધી રૂશિયન લોકોની ચાલ એવી હતી કે, જમવા ખાવામાં તથા બેસવા ઉઠવામાં સ્ત્રી પુરૂષ એકઠાં થઈ શકતાં નહિ, એટલે સર્વ કામમાં સ્ત્રી પુરૂષો આપણી પેઠે જુદાં જુદાં હતાં. એ રીતિ સ્ત્રી પુરૂષના ભાષણાદિ સુખમાં સારી નહોતી. એ જોઇને તે રીત બદલી નાંખી અને હરેક પ્રસંગે સ્ત્રી પુરૂષ એકઠાં મળે, બોલે ચાલે અને પોતાની વખત સુખસાતાથી કહાડે એવો રીવાજ દાખલ કર્યો. તેમજ મોટા લોકોને લગ્ન કરવાનું હોય તો આખા શેહેરમાંથી સ્વરૂપવંતી જુવાન છોકરીઓને એક ઠેકાણે એકઠી કરીને તેમાંથી જે ગમે તેની સાથે લગ્ન કરવાનો જુનો ચાલ હતો, તે રદ કરીને હાલની યુરોપિયન રીત પ્રમાણે પ્રીતિ વિવાહનો રિવાજ ચાલુ કર્યો. એ બે વાતો ઉપરથી તે દેશની સ્ત્રીઓનું દાસત્વ અને પરાધીનપણું જતું રહ્યું એમ કહીશું તો ચાલશે. અને એવી વાતો ઉપરથી જણાએ છે કે પોતાની પ્રજા ઉપર પીટરની ખરી આસ્થા કેટલી હતી.

લશ્કરના સુધારાનું કામ તેણે ઘણા દિવસ થયાં હાથમાં પકડ્યું હતું તે ચાલું રાખ્યું, નવી રીતની પલટણમાં પોતાનું નામ દાખલ કરાવીને એક નાની સરખી પદવી પોતે લીધી. તે ઉપરથી ધીમે ધીમે મોટા લોકોના છોકરાઓ તે પલટણમાં પોતાનાં નામ લખાવવા લાગ્યા. " ક્રિયાવાિના વાચાળતા

અર્થછે " એ કેહેવત મનમાં રાખીને તે સર્વ કામમાં જાતેજ પડતો. માટેજ તેને જશ મળતો હતો. તેમજ ડોન નદી ઉપર અરમાર તૈયાર કરવાનું કામ ચાલતું હતું, તેણીમેર તેનું ધ્યાન હતું. ઇંગ્લાંડથી આણેલા તથા હોલાંડથી મોકલેલા કારીગરો તેમાં રોકાયા હતા. ડોન અને વોલ્ગા એબે નદીઓને એક બીજા સાથે જોડીદેવાનું કામ પેહેલાં બ્રાકેલ નામે જર્મન ગૃહસ્થને સોંપ્યું હતું. તે તેનાથી બન્યું નહિ, ત્યારે તેના ઉપરે ઇંગ્લાંડથી આણેલા કામદારોમાંથી પેરી નામે ગૃહસ્થની નેમણુક કરી, તો પણ તેને તાકીદ આપી કે તારે અરમાર ઉપર પણ ધ્યાન રાખવું જોઇએ.

આણીમેર એટલી ગોઠવણ કીધા પછી, વ્હોરોનિટ્ઝમાં વહાણો બાંધવાનું કામ ચાલતું હતું તે જોવા સારૂ પીટર તેણીમેર ગયો. ત્યાં તે ઘણા દહાડા રહ્યો નહિ એટલામાંજ અતિ દુઃખ દાયક સમાચાર સાંભળ્યો કે લીફોર્ટ દેવ લોક પામ્યો. એ ખબરથી તે ઘણો શોકાતુર થયો. લીફોર્ટ તેનો વહાલો મિત્ર હતો એ વાત ખરી; પણ વળી એમ હતું કે પોતે જે નવા સુધારાનો આરંભ કર્યો હતો તે લીફોર્ટની સલાહથી પાર પડશે, એવો પીટરને મોટો વિશ્વાસ હતો. તે આ બનાવથી વ્યર્થ ગયો! આ દુનિયાની બધી વસ્તુ એવીજ છે. આ મૃત્યુ લોકના માણસની સર્વ ધારણા જો સફળ થાય તો પછી આ લોકમાં અને સ્વર્ગ લોકમાં અંતર શું રહે? વળી બીજું એમ છે કે, બધાની ધારણા હમેશાં સારીજ હોય છે એમ નથી. દુષ્ટ માણસોની ધારણા ઘણી નઠારી હોયછે, તે સફળ થાયતો જગત ઉપર દુઃખનો ડુંગર ધસી પડેજ, માટે પરમેશ્વરે માણસને જે નિયમમાં મૂક્યું છે, તેજ તેને યોગ્ય છે.

લીફોર્ટના મોતથી એકલા પીટરને માઠું લાગ્યું એમ નથી. પણ આખી રૂશિઅન પ્રજા ઘણી શોકાતુર થઈ. કારણ

પીટરના હાથથી એકાદો અન્યાય થઇ જાય તો તે લીફોર્ટ વચ્ચે પડીને ન્યાય કરાવતો. એવી રીતે તેણે ઘણાના પ્રાણ બચાવ્યા હતા. પરદેશી માણસ રૂશ લોકોની આંખમાં રેતીના દાણાંની પેઠે ખુંચતો હતો એમ છતાં લીફોર્ટને માટે તેમને સ્વદેશ બંધુ કરતાં એ વધારે લાગ્યું. એ પરથી તે કેટલો ભલો અને મોટા મનનો હોવો જોઇએ તેનો વિચાર વાંચનારાઓએ કરવો. પીટરે પાછો માસ્કો જઇને લીફોર્ટનો પ્રેતસંસ્કાર મોટા સમારંભથી કર્યો. તેની યાદગારી સારૂ તેના ઉપર મોટી કબર બંધાવી ને તે ઉપર લાટીન અને ડચ ભાષામાં તેની સ્તુતીના વાક્યો કોતરાવ્યાં. કોઈ પીટરનું ચરિત્ર લખવા માંડે કે તેમાં લીફોર્ટનું નામ આવ્યા વિના રહેતું નથી. એ તે જન્મ્યાનું સાર્થક!

લીફોર્ટનો પ્રેત વિધી પત્યા પછી તે પાછો વ્હોરોનિટ્ઝમાં પોતાના કારખાના ઉપર ગયો. ત્યાં ઈંગ્રેજ, ડચ, જર્મન, ઇટાલિયન ઇત્યાદિ અનેક દેશના કારીગરો એકઠા થયા હતા તેમાં મળીને તેમના જેવો પોષાક વગેરે કરીને તેના જેટલું બલકે તે કરતાં એ વત્તું કામ કરતો. તેમાં તે ડચ સાથે વધારે બોલ ચાલ કરતો હતો, કેમકે તેને તેમની ભાષા સારી આવડતી હતી. તેમાં એકાદ મજુરને કામ કરતાં ન આવડે, કોઈ થાકી જાય, અથવા કોઇને કંઈ વાગે તો તેમને મદદ કરવાને હમેશ તત્પર રહેતો હતો.

એમ ત્યાં કેટલાએક દિવસ રહીને માસ્કોમાં પાછો આવ્યો. ત્યાં તેણે હુલડ વેળાએ સખત શિક્ષા કરીને કઠણાઈ જણાવી હતી, તેથી લોકો તેનાથી ઘણો ડરતા રહેતા. પણ એ વાત તેના તો ધ્યાનમાંએ નહોતી. તે પોતાના નાના મોટા સઘળા લોકો સાથે ખુશીથી બોલે, હસે, રમે, અને એમ દેખાડે કે હું પણ તમારા માંહેનો એક જણ છું. તે ગરીબ લોકોના ઘરમાં જઇને તેના સમાચાર લેતો, અને કોઈ ક-

વાયો કે ખુવાર થયો માલમ પડતો પૈસાની મદદ કરતો એવી તેની પરોપકાર વૃત્તિ હતી. તેણે પેહેલાં બંડવાળાને જે શિક્ષા કરી તે જોતાં એ મોટો ક્રુર હશે એવું કોઈને લાગે પણ તે ક્રુર નહોતો. ઘણો દયાળુ હતો. તેને વિષે એક ગ્રંથકાર એમ લખેછે કે, તે સ્વાભાવિક રીતે ક્રુર નહોતો, પણ પ્રસંગવશાત્ રાજ્યના હિત સારૂ તેને ક્રુર પણું પકડવું પડતું હતું એજ વાત ખરી જણાય છે. અને તે પીટરને ઘણી શોભા આપનારી છે. કારણ એ ઉપરથી એટલું તો સ્પષ્ટ સિદ્ધ થાયછે કે, તે ક્રોધને આધિન ન હતો. પણ ક્રોધ તેને સ્વાધિન હતો. ને એ રહેણી, ઉત્તમ સાધુના લક્ષણો માંહેનું એ એક લક્ષણછે.

લીઆવને મેઝિકાફની હવેલીમાં પીટરને કંઈ દારૂનો ચમત્કાર કરી બતાવતાં દીઠો. તે પુરો થયા પછી ત્યારે તેને કહેવા લાગ્યો કે, "અરે, તમે ઘણું ફરેલા છો ને તમે તો ઘણા ચમત્કારો દીઠા હશે, પણ આ હું તમને એક ચમત્કાર દેખાડાવુંછું, એમ કહીને તેણે એક ગરીબ અને અશકત રૂશિઅનને આણીને ઉભો કર્યો. તેના શરીર ઉપરનાં લુગડાં કાઢ્યાં, ત્યારે તેની ડુંટીની જરા ઉપરના ભાગમાં એક ગુમડું નજરે પડ્યું તે વેહેતું હતું; તેમાંથી જે ખાય તે અર્ધું પચેલું બહાર નીકળી પડે. એ જોઈ લીઆયન ઘણો દલગીર થયો, તથા એ માણસ વિષે પીટરને પણ ઘણું લાગ્યું તેથી તેને સારો કરવાની ઘણી માથા કુટ કરી, પણ તેને કશી ટીકી લાગી નહિ. તેવી ઈજા તે નિર્ભાગ્ય માણસ નવ વર્ષ સુધી ભોગવીને આખરે મરણ પામ્યો.

# ભાગ ત્રીજો.

પરદેશ જોડે સારી રીતે વેપાર ચલાવ્યા વિના આપણા લોકો સુધરીને સંપત્તિવાન થશે નહિ, એમ પીટર ખાત્રીથી માનતો હતો. અને વેપાર વધવાને સારૂ આપણા દેશમાં પુષ્કળ સારાં બંદરો હોવાં જોઇએ, તથા સમુદ્ર ઉપર આપણું ધણીપણું ચાલવું જોઇએ. એ પણ તે સારી રીતે સમજતો હતો. એ માટેજ તેણે વહાણો તથા આરમારની હોંસથી તૈયારી ચલાવી હતી. તેણે આઝોફ જીતી લીધાની હકીગત તો પાછલા ભાગમાં આવી ગઇ છે. એ બંદર જીતવાની તેની મુખ્ય મતલબ એજ હતી કે ત્યાં પોતાનો અધિકાર સારી રીતે ચાલવા લાગ્યો કે, કાળો સમુદ્ર પોતાના તાબામાં શેહેજ આવે. વળી તેના મનમાં એમ આવી ચુક્યું હતું કે બાલ્ટિક સમુદ્રની પેલીમેરનો કિનારો એટલે ફિનલાંડના અખાતમાં આપણો વેપાર સારી રીતે ચાલે તો પછી તે સમુદ્રના બીજા ભાગમાં દાખલ થવાને આપણે બીલકુલ અડચણ પડશે નહિ. પણ ફિનલાંડનો અખાત સ્વીડનના રાજ્યના તાબામાં હતો; એ વગર નિવા નદીના બંને કાંઠાનો પ્રદેશ ઠેઠ લાડોગા સરોવર સુધી પણ તેમનીજ પાસે હતો. તે જોઇ પીટર પોતાને ચારેમેર ઘેરાયલો સમજીને મોટા વિચારમાં પડ્યો. વળી તેની પક્કી ખાત્રી હતી કે, સ્વીડનના રાજા સાથે ટક્કર લેવા જેટલું જોર પોતામાં નથી; તો આ કામમાં બીજા કયા રાજ્યની મદદ લેવી જોઇએ, અને વળી તે મદદ જેવા તેવાની તો ઉપયોગી નથી, એવા વિચારમાં હતો એટલામાં તેને ખબર મળીકે પોલાંડ અને ડેનમાર્કના લોકો સ્વીડનના રાજ્ય ઉપર હલ્લો કરવાની તૈયારીમાં છે. એ ઉપરથી તેમને પોતાની જોડે મેળવી લીધા. ને ત્રણે એકઠા થઇને ઝપાટા-

બંધ તૈયારી ચલાવી. એ ખબર સ્વીડનના રાજા બારમા ચાર્લસને થતાંજ તે પણ લડાઈની તૈયારી કરવા લાગ્યો. એ વખત એટલે ઈ. સ. ૧૭૦૦ માં તે માત્ર અરાડ વર્ષનો હતો.

માણસની હિંમત અને શૂરાતન તેની વય ઉપર આધાર રાખતું નથી. ચાર્લસને આ પ્રસંગ પેહેલાં તો લગાર ભયંકર લાગ્યો. પણ થોડીવાર વિચાર કર્યા પછી તે લડાઈ કરવાને ઘણો ઉસકેરાયો. લાગલીજ પોતાની પ્રધાન મંડળી બોલાવીને તેમાં સ્પષ્ટ કહ્યું કે, 'અન્યાયનું યુદ્ધ હું કદી કરનાર નથી, અને વાજબી લડાઇનો એકવાર આરંભ કીધા પછી શત્રુનો પરાભવ કર્યા વગર હું તેને મુકનાર નથી. કોઈ પેહેલો મને છેડશે તેના ઉપર હુમલો કરીને તેની ખો ભુલાવી દઇશ, એટલે બીજાઓ એનામેળેજ ના હિંમત થશે." એવું ભાષણ કરીને ચાર્લસે પોતાનો બધો વૈભવ એક કોરાણે મુકી પેહેલ વેહેલો ડેનમાર્કના નૌકાસન્ય ઉપર હલ્લો કરવાનો બેત રાખ્યો. પણ તે પાર પડ્યો નહિ. તેના મનમાં કોપનહેગન રાજધાનીને ઘેરો ઘાલીને ત્યાંના રેહેવાશી અને રાજાની દુર્દશા કરવાનું હતું. પણ ત્યાંનાં રાજાએ ચાર્લસને ૪૦૦૦૦૦ *રિકસડાલર આપીને સલાહ કરવાનું કહ્યું તે તેણે માન્યું. એ કોલકરારથી હાલસ્તીન પ્રાંત જેનો હતો તેનેજ મળ્યો. એજ પ્રાંત મેળવવા સારૂ તે રાજાએ આટલી ખટપટ માંડી હતી તે ફોગટ ગઈ.

પેલીમેર પોલાંડના રાજાના લશ્કરે રેગા શેહેરને ઘેરો ઘાલ્યો. તે શેહેર ત્યારે લિવ્હોનિયા પ્રાંતની રાજધાની હતી. તેના લશ્કરને મદદ કરવા સારૂ ઝાર પણ પોતાના લશ્કર સાથે આવવા નીકળ્યો. એ શેહેર જીતી લેવા સારૂ પોલ સેનાના સરદાર ફલેમિંગે પુષ્કળ પ્રયત્ન કર્યા, તથાપિ માંહેના સરદાર દિઆલબર્ગે તેનું કંઈ ચાલવા દીધું નહિ. તેથી

* ડેનમાર્કનો એ ચલણી સિક્કો છે.

આખરે નિરાશ થઈને, રૈગામાં જે આટલો મોહોટો વેપાર છે તે ડચ લોકોનો છે અને એ અમારા મિત્રછે માટે અમે તેમને અડચણ આપવા ચહાતા નથી. એમ સમજ બનાવીને પોલ રાજાએ તે ઘેરો ઉઠાવી લીધો. એવી રીતે એ ત્રણ એક સંપીઓમાંના બે રાજાને ચાર્લસના લશ્કરે નાહિંમત કરી નાંખ્યા. ત્યારપછી બાકી રહેલા એક પીટરના સમાચાર લેવા સારૂ તેણે કુંમર બાંધી.

પીટરે આઠ હજાર લશ્કર જોડે લઈને ઇંગ્રિઆ પ્રાંત લુટીને ઉજડ કર્યો. તેમ કરવાના કારણનું જાહેર નામું ત્યાં બહાર પાડ્યું, તેમાં એમ લખ્યું હતુ કે, "રૈગામાં ખુદ અમારૂં ઘણું અપમાન થયું તથા ત્યાં અમારી દરબારના વકીલને સામાન સુમાન ઘણો મોંઘો લેવો પડ્યો, માટે અમારે આવી રીતે વર્તવું પડ્યું." પીટર મોટો માણસ હતો. એવો અમારો અભિપ્રાય છે. તોપણ ઉપલું બહાનું છેક નાદાની ભરેલું હતું એવું અમારાથી કહ્યા વિના રહેવાતું નથી.

એવું આમ તેમ તોફાન મચાવ્યા પછી રૂશિઅન લશ્કરે નારોવા નદીને કાંઠે નાર્‌વ્હા નામે ઘણા જોરાવર શેહેરને ઘેરો ઘાલ્યો. તે આસરે બે માસ પર્યંત રહ્યો એટલામાં અંદરના સ્વીડનના રાજાના સિપાઇઓએ રૂશિઅન સિપાઇઓનું કશું ચાલવા ન દીધું. આખરે ઇ. સ. ૧૭૦૦ ના નવેંબર માસની ઓગણીસમી તારીખે માંહેના લોકો ઉપર બહારના માણસોએ જબરો હુમલો કર્યો તેથી માંહેના લોકોએ ગભરાઈને હથિઆર છોડીદઈ લડાઈ બંધ કરવાની વિનંતી કરી તેથી થોડી મુદત લડાઈ બંધ રહી. પણ પછીથી જે ઝપાટો ચાલ્યો તેના આગળ પીટરના સિપાઈથી ઉભા રહી શકાયું નહિં. તેથી નાશવા મંડ્યા, અને તેની પાછળ દુશ્મનો લાગ્યા. એ લડાઈ ઘણી મોટી હતી એ ઇતિહાસમાં પ્રસિદ્ધછે. આ લડાઇ વેળાએ પીટર તરફનું બધું મળીને ૮૦૦૦૦ આદમી હતું તેનો પરા-

ભવ સ્વીડનના ૮૫૦૦ માણસોએ કર્યો! જેમ ચતુરાઈ અને શુરાતનનો આધાર વય ઉપર નથી, તેમ લશ્કરના પરાક્રમનો આધાર તેની સંખ્યા ઉપર નથી પણ તેની કરામત અને ડહાપણ ઉપર હોય છે. પીટર બાદશાહની એવડી મોટી ફોજ હતી ખરી, પણ તેમાંના બાર હજાર સિપાઈ વગર બીજા બધાને કવાયત આવડતી નહોતી એટલુંજ નહિ પણ તે બધા જંગલી હતા. તે બધા ચામડાં પહેરતા અને બંદુક કોને કહેછે તે તે બિચારાઓને ખબરે નહોતી. આ લડાઈની તમામ હકીગત પીટરે પોતાને હાથે લખી રાખી છે. તેમાં એવું કહ્યું છેકે આ લડાઈમાં રૂશિઅન લશ્કરમાંથી આસરે ૬૦૦૦ માણસો મુવાં અને સ્વીડન ભણીનાં ત્રણ હજાર મુવાં. એ બનાવની વખતે પીટર ત્યાં નહોતો પણ પોલ લશ્કરની તેણીમેરની અવસ્થા સાંભળીને તે લડાઇને આગલે દિવસે પોલાંડના રાજાને મળવા સારૂ અને હવે પછી શી રીતે ગોઠવણ કરવી તેનો મનસુબો કરવા સારૂ તેણીમેર ગયો હતો. તેથી તેની પાછળ આ બનાવ બન્યો.

એ અપજશ બાબત બીજાઓના વિચાર કેવા હતા તે જાણવાથી કાંઈ વિશેષ ફાયદો નથી. પણ એ બનાવથી પીટરના મનમાં કયા કયા વિચારો આવ્યા હતા, તે જાણવાની વાંચનારાઓની સેહેજ ઇચ્છા થશે તે પુરી કરવા સારૂ અમે પીટરે પોતાના હાથનો લખેલા હેવાલનું તાત્પર્ય અહીં દાખલ કરીએ છીએ, " અમારા અણશીખાઉ લશ્કરનો પરાભવ સ્વીડનના લશ્કરે કર્યો એ વાત ખરીછે. અમારા લશ્કરમાંની એકજ પલટણ લાફોર્ટે શીખવીને તૈયાર કરી હતી. અને બીજા કેટલાએક સિપાઇઓને આઝોફની માત્ર બેજ લડાઇઓ જીત્યા વગર બીજો કંઈ અનુભવ નહોતો. તેમણે કવાયત શિખેલા લશ્કર જોડે બીલકુલ

ટક્કર લીધી નહોતી. એવા અણશીખાઉ અને વગર અનુભવવાળાનો પરાભવ સારા શીખેલા અને ઘણા અનુભવવાળા જુના લોકોએ કર્યો એમાં મોટી નવાઈ નથી. શત્રુને જે એ ફતેહ મળી તેથી મને ઘણું માઠું લાગ્યું તથા અગાડી જીત થવાની આશા ભંગ થઈ એ વાત ખરી છે. વળી મારા મનમાં એમ આવ્યું કે, અમારા ઉપર ઈશ્વરની ગેરમેહેરબાની થઈ છે. તથાપિ એ ગેરમેહેરબાનીનો જો વિચાર કરવો એમાંજ અમારૂં હિત છે. તે શી રીતે તે કહુંછું. અમારા અણશીખાઉ લોકોએ સારા શીખેલા અને શૂરા લોકોને જો એ સમયે હરાવ્યા હોત, તો ખચિત અમારા લોકો અહંકારથી ફુલાઈ જાત, અને અમારાથી વધારે સુધારો કરવાનો ઉદ્યમ થાત નહિ; તથા તેથી અજ્ઞાન અને અભિમાન વધીને અમારી શી વલે થાત તેનો વિચાર સુદ્ધાં મારાથી થતો નથી!! આ ફતેહને લીધે સ્વીડનના લોકોને ગર્વ ચઢ્યો તેનાં ફળ તેને *પલતવ્હાની લડાઈમાં ચાખવાં પડ્યાં. એ હારનો ધક્કો અમને લાગ્યો તે અમને ગુણકારી થઈ પડ્યો. કેમકે તેવડે અમે બેવડા સાવધ થયા, અને અનુભવની ખોટ વધારે કાળજીથી પુરવા લાગ્યા." એ પીટરના લેખનો સારાંસ છે. એ ઉપરથી તે પરાજય વિષે તેનો વિચાર કેવો હતો તે સેહેલથી ધ્યાનમાં આવશે.

નાર્‌વ્હાની લડાઈમાં તેની હાર થયા પછી તણીમેરની સરહદ ઉપર કેટલુંક લશ્કર બંદોબસ્તને સારૂ મુકીને પીટર પાછો માસ્કોમાં આવ્યો, અને ફરીથી લડાઈ કરવા સારૂ વળી પાછી તૈયારી કરવા લાગ્યો. તે રાજધાની શેહેરના ભજન

* એ લડાઈ આગળ ઈ. સ. ૧૭૦૭ માં ચાર્લસ અને પીટર વચ્ચે થઈ. તેમાં સ્વીડ લોકોનો છેક પરાભવ થયો. એના પછીનો આ પીટરનો લેખ છે.

મંદીર અને મઠમાં મોટા મોટા પુષ્કળ ઘંટો હતા, તેમાંના કેટલાએકને ગાળીને તેની તોપો અને બંદુકો કરાવી, એથી ત્યાંના ધર્મોપદેશકોને ઘણું માઠું લાગ્યું અને બોલવા લાગ્યા કે, પીટરની બુદ્ધિમાં ફેર પડી ગયો છે. અને તે આવાં અશાસ્ત્ર કર્મો કરેછે તેથીજ તેની હાર થાય છે. તો પણ પીટર તેથી બીધોએ નહિ ને પોતાનો ઉદ્યોગ પણ તેણે છોડીદીધો નહિ.

ત્યાર પછી તે કેટલેક દહાડે પીપસ સરોવર તરફ ગયો, અને ત્યાં ઈ. સ. ૧૭૦૧ ની આખરમાં અરમારનાં પચાસ વહાણો સઘળા સામાન સુદ્ધાં તૈયાર કરવાનો બંદોબસ્ત કર્યો હતો તે કામ ક્યાં સુધી આવ્યું છે, તે તેણે જાતે જઇને જોયું. એમાંના દરેક વહાણ ઉપર પચાસ પચાસ માણસો રાખ્યાં હતાં. એવી રીતેજ તેણે લાડોગા સરોવર ઉપર રાખવા સારૂ ડાન નદી ઉપરના વહાણવાળા લોકોને આણ્યા હતા. એ બધી લડાઈની ખટપટ ચાલી રહી હતી, તોએ માસ્કો શેહેરમાં લોકને સુધારવાનું કામ ક્યાં સુધી આવ્યું છે તે પીટર વારંવાર જઇને જોતો હતો. એ બાબત નામાંકિત ફ્રેન્ચ ગ્રંથકાર વ્હાલતેર એમ લખેછે કે, "રાજ્યમાં કોઈ ઠેકાણે ગરબડ ન હોય ત્યારે જે રાજા લોકોના ફાયદાનાં કામો તરફ ધ્યાન દેછે, તેમનાં વખાણ પુસ્તકોમાં કરેલા છે તે ઠીકછે, તથાપિ નાર્વ્હા આગળ સેહેજમાં હારેલો, અને બીજી મોટી લડાઈની તૈયારી કરતાં, કાળો સમુદ્ર, કાસ્પિયન સમુદ્ર અને બાલટિક સમુદ્રને એક બીજા સાથે જોડી દેવાની પીટર મેહેનત કરતો હતો એ વાત તેને ઘણી શોભા આપનારી છે. એથી તે જેટલો સ્તુતિ પાત્ર થયો, તેટલો મોટી મોટી ફતેહ મેળવવાથી થાત નહિ."

નાર્વ્હાની લડાઈમાં જીત મેળવીને ચાર્લ્સે તેની પીઠ થાબડવી હતી, પણ તે બુદ્ધિ તેને સુઝી નહિ. તેણે તે કામ

મુકીને પોલાંડના રાજ્ય તરફ પોતાનું ધ્યાન દોડાવ્યું, તેથી ઝારને બીજી લડાઈ કરવા સારૂ પોતાના લશ્કરમાં સુધારો કરવાની સારી તક મળી. વળી. એ તકમાં તેણે સાકસનીથી ઘેટાં અને બકરાંને પોતાના દેશમાં અણાવ્યાં. એવો મતલબથી કે કારખાનાને સારૂ ઉન જે દેશાવરથી મંગાવવું પડતું, તે પોતાના દેશમાંજ ઉત્પન્ન કરવું. તેણે સુતરાઉ કાપડ અને કાગળનાં કારખાના પોતાના દેશમાં ચાલુ કર્યાં, દવાખાનાં બંધાવ્યાં, પરદેશથી કંસારા, લુહાર, સુથાર વગેરે લોકોને બોલાવી મંગાવ્યા, એટલે જે કામ બીજા રાજાઓ છેક શાન્તીના વખતમાં કરતા હતા તે એણે આવી લડાઈની દોડ ધામ વેળાએ કર્યાં. ત્યારે એને સાબાશી ન ઘટે કે? એનો શત્રુ સ્વીડનનો બારમો ચાર્લ્સ એથી ઉલટો હતો એટલે તેને સુધારો કરવાની મરજી મુબેજ નહોતી. તથા તે પોતાની પ્રજા વિષે તલમાત્ર પણ કાળજી રાખતો નહોતો. વળી તે લગાર તોરી હતો. તેણે ઈ. સ. ૧૭૦૨ નાં વર્ષ સુધી પીટરનું તો નામે ન દીધું પણ એવો ઠરાવ કર્યો કે એને મદદ કરનાર પોલાંડના રાજાને ગાદી ઉપરથી કાઢી મૂક્યા વગર રેહુ નહિ. તેની એવી ચાલથી ઝારને ઘણો ફાયદો થયો. આ જગતમાં એકના અજ્ઞાનને લીધે બીજો લાગ સાધે છે એવું જે કહેવાયછે તેનો આ એક સ્પષ્ટ દાખલોછે.

આટલીવારસુધી પીટરની બધી સેના છેક નકામી બેશી રહી નહોતી, તેની કવાયદ અને ટાપટીપ ચાલી રહી હતી એટલુંજ નહિ, પણ ઇંગ્રિયા તથા લિવ્હોનિયા પ્રાંતમાં સ્વીડ લશ્કર સાથે નાની નાની ઝપાઝપી કરીને પોતે કેટલી સુધરી છે તેની પોતે ખાતરી કરતી. પીટર પણ નિરંતર ચારે બાજુએ ફરતો હતો. આ અઠવાડિઆમાં તેને પ્લેસ્કોમાં જોઇએ તો, બીજે અઠવાડિએ તે માસ્કોમાં હાજર અને ત્રીજામાં આર્ખેંજલ જઈ પોતાના કામની દેખરેખ કરતો

હોય. વળી સ્વીડન રાજાનો વિચાર જાણવામાં આવ્યો હતો કે આર્ચેંજલ ઉપર હુમલો કરીને તે જીતી લેવું, માટે તેનો બચાવ થવા સારૂ ત્યાં કિલ્લો બાંધવાનો પીટરે નિશ્ચય કરીને તેનું ખાત મુરત પોતાને હાથે કીધું. અને તે કિલ્લાનું નામ ન્યુદૂના પાડ્યું. એ સમયે જનરલ સ્કીરમેતાફ નામે પીટરનો મોટો સરદાર મોટા લશ્કર સાથે દુશ્મનના લશ્કરની પુઠે લાગેલો હતો. તેની આગલી ટોળી તારીખ પેહેલી જાનેવારી સન ૧૭૦૨ ને દિવસે ઇરેસ્ફોર્ટ નામે ગામડા આગળ દુશ્મનને મળી મોટી લડાઈ થઈ તેમાં સ્વીડ ફોજ હારી. એ લડાઈ વિષે ખુદ પીટર એમ લખે છે કે, "અમારા માણસો નવા હતા. તેમને લડાઇનો અનુભવ નહોતો; અને અમારૂં તોપખાનું તેને આવી મળ્યું નહોતું. તેણે કરીને શત્રુની ફોજ તેમના ઉપર ધસારો કરીને પ્રથમ તેમને નસાડ્યા એ વાત ખરી તથાપિ તોપખાનું આવી પહોંચતાંજ તેમને નવું શૂર આવ્યું, અને ફરીને ફરી ઠામ પડી, દુશ્મન ઉપર ઘણા જોસ્સાથી તેણે હુમલો કર્યો. ત્યારે આશરે ૮-૧૦ ઘડી સુધી મોટી લડાઈ ચાલી, તેમાં શત્રુને પાછા હઠાવ્યા. એટલુંજ નહિ પણ તેમને તેમનું તોપખાનું છોડી દઇને નાશવાની ફરજ પાડી. એ પ્રસંગે સ્વીડ લોકોનો ભારે નાશ થયો. કારણ માત્ર લડાઈના મેદાનમાં તેમનાં ત્રણ હજાર માણસો પડ્યાં ત્યારે અમારાં બધાં મળીને ૧૦૦૦ મુવાં."

એ જીતથી પીટરને મોટો સંતોષ થયો. તેણે સ્કીર મેતાફને એક મોટા માનની પદવી આપીને તેને બહુ આબરૂ આપી. વળી મોટી સભા ભરીને તેણે સર્વની સમક્ષ પરમેશ્વરનો આભાર માન્યા અને એ ઓછ્વ નિમિત ઠેકાણે ઠેકાણે આતસબાજી છોડી. "એ વખતે અમારૂં લશ્કર દુશમનથી બેવડું હતુ તેથી આપણે જીત મેળવી છે. કાંઈ ચિંતા નહિ. થોડી મુદત પછી આપણા લોકો તેના બરા-

ખર હશે તોપણ આપણે જીતીશું." એમ તેણે એ પ્રસંગે કહ્યું.

વળી તારીખ ૧૭ મી જુલાઈએ બહાદુર સરદાર સ્કીરમેતાફ અને સ્વીડનના લશ્કર વચ્ચે બીજી લડાઈ થઈ, તે વિષે પીટરનું લખવું છે કે, " પરમેશ્વરની કૃપાથી અમારા લશ્કરે દુશમનોને નસાડી મૂક્યા. અને અમારૂં જે તોપખાનું અને નિસાનો પેહેલાં એમણે લીધાં હતાં તે પાછાં લઇને તેમના તોપખાનાની એવી દુર્દશા કરી નાંખી કે, તેનાં માણસોમાંથી થોડાંજ પોતાની છાવણીમાં જવા પામ્યા હશે. અમારા સરદારે પાયદળને પાછળ રાખીને ઘોડેસ્વાર લશ્કર વડે શત્રુ ઉપર ધસારો કર્યો, ને તેમના મુકામવાળા શેહેરની પાસે ફરીથી બીજીવાર તેમની દાણા દાણ કરી નાંખી. તે વખત ૧૬ નિસાનો અને ૧૫ તોપો તેમની પાસેથી છીનાવી લીધી અને ઘણા લોકોને પકડીને કેદ કીધા તે જુદા. એ વેળાએ અમારી તરફ દશ અમલદારો અને ચારસેં સિપાઇઓ મરણ પામ્યા."

બીજી મોટી લડાઈ કરીને પણ પેલો શુરો સરદાર સ્કીરમેતાફ નિરાંતે બેઠો નહિ. પણ તેણે સ્વીડનનાં રાજ્યનું આજ આ શેહેર લીધું, તો કાલે પેલું અને પરમ દહાડે બીજું, એમ કરતો કરતો મરીનબર્ગસુધી આવી પહોંચ્યો, ને તેના ઉપર હુમલો કર્યો ત્યારે માંહેલા લોકો પોતાનાં હથિઆર છોડીને શરણ આવી સ્વસંરક્ષણની વિનંતી કરવા લાગ્યા. એમ ચાલી રહ્યું છે એટલામાં એક સ્વીડ સિપાઈ પોતાની બઈરીને ઘસડતો લઇને દારૂખાનામાં પેઠો, અને તે દારૂને સળગાવી દીધો એથી આખી ઇમારત સળગીને મોટો ભડકો થયો, અને તેથી કેટલાક સ્વીડનોને કેટલાએક રુશિઅનના જીવ ગયા. તે ઉપરથી વિજયી ફોજને ઘણો ક્રોધ ચડવાથી તેમણે શેહેરમાં જે કોઈ હાથમાં આવ્યું તેમને પકડીને ઝટ કેદ કરી તે શેહેરનો નાશ કરીનાંખ્યો.

મરીનબર્ગમાંથી જે માણસ પકડાયાં તેમાંનું એક માણસ એવું નિપજ્યું કે, આ ઇતિહાસનો મુખ્ય નાયક જે પીટર તેનો અને એ માણસનો ઘણોજ પ્રેમ વધે, તથા મરણ સુધી બંને એક બીજાનાં સુખ દુખના ભાગીઆ થાય એવો ઇશ્વરી સંકેત હતો. એ માણસ માર્થાનામે જુવાન અને પરમ રૂપવંતી સ્ત્રી હતી. તેનુંજ નામ પછી કાથેરાઇન પડ્યું, અને ઇતિહાસમાં તે એજ નામે ઓળખાઈ. મરીનબર્ગમાંથી જે લોકો કેદ પકડાયા તેમની તપાસ કરીને તેની વ્યવસ્થા રાખવાનું કામ બોઅરનામે એક મોટા લશ્કરી સરદારને સોંપ્યું હતું. તે માણસોને એક પછી એક એમ જોતો જોતો તે પેલી માર્થાનીપાસે આવી પહોંચ્યો. તેણે તેની ભણી જોયું ત્યારે આંખોમાંથી આંસુની ધારા ચાલી રહી છે, તથા અત્યંત શોકાતુર બની રહી છે, એમ તેની નજરે પડ્યું. મુળમાં તે લાવણ્યની ખાંણ તેમાં વળી જુવાની ને દુઃખીઆરી જોઇને બોઅરનું ચિત્ત વેધાયું. તેથી તેણે પોતાનાં માણસોને હુકમ કીધો કે, આ કામ પત્યા પછી હું જ્યારે નવરો પડું ત્યારે પાછી એ બાઇને ફરીથી મારી આગળ એક વાર હાજર કરજો; અને ત્યાંસુધી એની સારી પેઠે બરદાશ કરજો. પછી જ્યારે થોડી વારે પ્રસંગ આવ્યો ત્યારે હુકમ પ્રમાણે બોઅર પાસે તે સુંદરીને હાજર કરી; તેનું શરીર તેજવંત હતું, અને તેની ઉઠવા બેસવાની તથા બોલવા ચાલવાની લઢણ અત્યંત મનોરંજક હતી; તેથી તેની કુળ પીઠીકા શી છે તે જાણવાની બોઅરને સહેજ ઇચ્છા ઉત્પન્ન થઈ. બોઅર તેની આગળ બોલવા લાગ્યો ત્યારે બીક અને અચંબાથી બાઈ સ્તબ્ધ ઉભી રહી. બોઅરે તેને કહ્યું કે, તું કાંઈ બીહીશ નહિ, અમે તારી સાથે સારી રીતે ચાલીશું. એ સાંભળીને થોડી હિંમત પકડી તેણે પોતાની સર્વ હકીગત તેને સંભ-

જાવી. તે આ પ્રમાણેઃ—"લિન્હોનિઆમાં દોર્ત સરોવરને કાંઠે રિંજન નામે એક નાનું ગામડું છે, ત્યાં હું જન્મી. તે ગામડાનો માલિક કૌન્ટ રોજેન કરીને હતો. તેના આશ્રા હેઠળ કાંઈ કામ ધંધો કરીને મારી ગરીબ મા પોતાનું ગુજરાન ચલાવતી. હું ત્રણ વર્ષની થઈ એટલે મારી મા તથા તેનો આશ્રયદાતા કૌન્ટ રોજેન એ બંને મરણ પામ્યાં. તે વારે મને તે તાલુકાના વહીવટદારે પોતાના તબામાં લીધી, અને થોડીઘણી વિદ્યા શીખવવાનો ઠરાવ કર્યો. એમ કરતાં એક દહાડો મરોનબર્ગ તાલુકાનો ધર્માધિકારી દાકતર ગ્લક ત્યાં આવ્યો. તેણે મને તે અમલદાર પાસે માગી લેઈ પોતાને ઘેર તેડી જઈને પોતાના છોકરા પ્રમાણે પાળી પોષી. હું સમજણી થયા પછી તેના ઘરનું કામકાજ કરવા લાગી. મને કોઇએ કામ કહ્યું અને મેં તેને ના કહી, એવું કોઈ દિવસ બન્યું નથી. પેહેલાં તો મને માત્ર લિન્હોનિયમ ભાષાજ આવડતી હતી. પરંતુ ગ્લકને ત્યાં ગયાપછી સારીપેઠે જર્મન ભાષા પણ બોલવા લાગી. હું પરણવા જેવી થઈ ત્યારે કેટલાએક ગૃહસ્થોએ મને પોતાની જોડે લગ્ન કરવા સારૂ કહ્યું એટલુંજ નહિ પણ આગ્રહ પણ બતાવ્યો. તેમાં એક લશ્કરી માણસનું મન મારા ઉપર અતિશય ચોટ્યું. મને પણ તેના વિષે પ્રેમ ઉત્પન્ન થયો, ત્યારે મેં મારા ધર્મપિતા ગ્લકને પુછી તે ગૃહસ્થ જોડે લગ્ન કર્યાં. એ વાત ગઈ પરમદહાડે બની; અને શું કહું સાહેબ, મારો ધણી ગઈ કાલની લડાઇમાં માર્યો ગયો.! હવે શું કરૂં ?" એ હકીગત સાંભળીને બોઆરને ઘણી દયા આવી. તેના અંતઃકરણમાં એકલી દયાજ ઘોળાતી હતી એમ નહિ, પણ તેના સાથે તેના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો. તે અનાથ થઈ વાસ્તે તેનું સંરક્ષણ કરવું જોઇએ, એવું ડોળ દેખાડીને તે તેને પોતાને ઘેર તેડી ગ-

શે, અને ખોરાકી પોષાકી આપી તેને પોતાની રાખ બનાવી.

એવી રીતે તે બ્રાઅરને ઘેર રહેતી હતી, તેવામાં એક દહાડો મેંઝિકાફ તેને ઘેર આવ્યો. ત્યારે માર્થા તેની નજરે પડી. તે પણ વિષયી હોવાથી તેનું મન તેના ઉપર ગયું. એ કોણ ને ક્યાંથી આવી વગેરે સર્વ હકીગત બ્રાઅરને પુછી તેણે કહ્યું, "એ તમે મને આપશો કે?" બ્રાઅરના મનમાં તો આપવાનું નહોતું, તથાપિ કરેશું બિચારો! તેને લશ્કરમાં આજે મોટી જગા મળી હતી, તે માત્ર મેંઝિકાફની કૃપાવડેજ. એ ઉપકારનું ત્રણ તેના માથા ઉપર હોવાથી તેનાથી ના કહેવાઈ નહિ. તથાપિ તેની શી મરજી છે, તે બંને જણે ખુલી રીતે જાણવાસારૂ તેને પાસે બોલાવીને પૂછ્યું કે, "તું એમને ઘેર જવાને ખુશી છે કે? મારા કરતાં એમને ઘેર તારૂં વધારે સારૂં થશે." એ બોલ સાંભળીને તે લજ્જાસહિત અચંબામાં કાંઈ જવાબ ન દેતાં ઘણી અદબ અને નમ્રતાથી ચાલી ગઈ. પણ બ્રાઅરનું કહેવું તેના મનમાં ઠસ્યું ને બીજે દિવસે મેંઝિકાફના મેહેલમાં જઈ તેના ઘરનાં માણસો સાથે હળી મળી જઈ તેની ઉપપત્નીથઈ.સત્તર વર્ષની ઉમરે ઈ૦સ૦ ૧૭૦૪ માં એ બાઈ પીટરના જોવામાં આવી. તે પણ તેને જોઇને મોહ પામ્યો. જેમ મેંઝિકાફે બ્રાઅર પાસે માગી લીધી હતી તેમ તેની પાસે પીટરે માગી લઈ તેની જોડે પ્રથમ તો ગાંધર્વ વિવાહ કર્યો, અને કેટલાક દિવસપછી તેને મોટા સમારંભથી ખુલ્લીરીતે પરણ્યો. એવી રીતે, મરીનબર્ગના ઘેરામાંથી કેદ પકડેલી, છેકજ ગરીબી અવસ્થાવાળા એક સ્વીડ માણસની છોકરી કાંઈ એ શ્રમ ન કરતાં ફક્ત પોતાની કાન્તી અને મોહાસના બળે અર્ધી પૃથ્વી ઉપર અમલ ચલાવનારા મહા પરાક્રમી રૂશીઆ દેશના બાદશાહ પીટરની પટરાણી થઈ બેઠી! એના આ ચરિત્રને

લાવણ્ય વિજય એવું નામ આપવાને શી ચિંતા છે. ? એ બાઈ રૂપે જેવી સુંદર હતી, તેવી ઘણી વિચારવંત અને ડાહી હતી. એ બાબતના ઉદાહરણો આ ચરિત્રમાં ઘણાં જણાઈ આવશે.

હવે મૂળવાત ઉપર ધ્યાન આપવું જોઇએ. ઇ૦ સ૦ ૧૭૦૨માં ઇંગ્રિયા અને લિવ્હોનિયામાં પીટરના લશ્કરે ફ-તેહ મેળવી, ને લાડોગા સરોવરની પેર્લામેરને કિનારે પો-તાનો કાયમ અમલ રાખવા સારૂ ત્યાંના સ્વીડ વહાણોને પીટરના અરમારે હાંકી કહાડ્યાં. એજ સરોવરના નીચલા ભાગમાંથી નીવ્હાનદી નીકળીને પ્રથમ તેના ફાંટા ફાંટા થઇને બાલટિક સમુદ્રને મળે છે. જે પ્રદેશમાંથી એ ફાંટા વહે છે તેજ જગા ઉપર સેંત પીતર્સબર્ગ શેહેર વસાવ્યુંછે. તેનું તે વેળાએ સ્વપ્નુએ કોઇને આવ્યું નહોતું. એ નદી જ્યાં સમુદ્રને આવી મળે છે, ત્યાં રાતીબર્ગ નામે એક મજબૂત શેહેર હતું, અને એક સારો કિલ્લો હતો. એ બંને સ્વીડનના રાજાના તાબામાં હતાં, માટે તેના પાસે લેવાની પીટરે ગોઠવણ કરી એ લેવાનું કામ તેણે સ્કીરામાતાફને સોંપ્યું. એણે તારીખ ૧૮મી સપટેંબરે ઘેરાનું કામ પુરૂં કર્યું. તે લશ્કરમાં પોત પોતાના હોદાનું કામ બજાવવાસારૂ ખુદ પીટર અને મેંઝિકાફ બંને મથતા હતા. એમ કરીને અ-કટોબર મહિનાની બારમી તારીખે રૂશ લશ્કરે તે શેહેર સ્વાધીન કર્યું. તેમાં પુષ્કળ સામાન અને હથિઆરો તેમને હાથ લાગ્યાં. એ બાબત એક ઠેકાણે પીટરે એમ લખ્યું છે કે, "અમારા સેનાપતિ અંદર ગયા ને જય સૂચક તો-પોના અવાજ કર્યા, એટલે મેં આ ફતેહને માટે પરમેશ્વરનો પાડ માન્યો. આ ઠેકાણું અમારે હાથ આવ્યું તે જાણે શત્રુના સર્વ દેશની કુંચી મારે હાથ આવી એમ હું સમજુંછું."

રાતીબર્ગ શેહેર લીધા પછી વિજયાસેના પાછી વળી,

મોટા ઠાઠથી વાગતે ગાજતે અને આતસબાજી ફોડતી માસ્કોમાં દાખલ થઈ. એ યુદ્ધમાં જેમણે જીવની દરકાર ન કરતાં પોતાના હોદ્દાનાં કામો બજાવ્યાં હતાં તેમને લાયક ઇનામો આપ્યાં. કેટલાકોને પદવી અને આબરૂ આપીને કેટલાકનો પગાર વધાર્યો. એ લડાઇમાં પીટરે પણ એક જીવસટ્ટાનું કામ બજાવ્યું હતું. પણ તેણે પોતે કંઇ બક્ષીસ લીધી નહિ, એટલુંજ નહિ પણ લેશમાત્ર મોટાઈ પણ બતાવી નહિ. એનું નામજ ખરી મોટાઇ! ખરૂંજોતાં એવી રીતનો ઠાઠમાઠ અને સમારંભ કરે એવો માણસ પીટર નહોતો કેમકે એનો તો તેને મુળેજ કંટાળો હતો. પણ લોકોને ઉત્તેજન મળે તથા આપણે જે કરીએ છીએ તે ખરેખરી દેશદાઝને માટે કરીએ છીએ, એમ જુના લોકોને લાગે એટલા માટેજ આ બધી ખટપટ કરી. બીજું કાંઈ નહિ.

જેમ આગળ હિંદુ લોકમાં મોટા આચાર્યોનું મહાત્મ્ય હતું, તેમ પીટરના વખતમાં રૂશલોકોમાં તેમના પાત્રિઆર્ક એટલે ધર્માધ્યક્ષનું મહાત્મ્ય હતું. તે બોલે તે બધું ખરૂં અને તે કરે એ પ્રમાણ. એમ બીજા લોકો તો કરે પણ ઝાર સુદ્ધાં એ માનતો હતો. પાત્રિઆર્કની સ્વારી બહાર નીકળી એટલે ઝારે તેની જોડે અડવે પગે ચાલવું, અને તેણે ફરમાવેલી દેહાન્ત શિક્ષા તત્કાળ અમલમાં આણવી. એવો જુનો રીવાજ હતો. તે પીટરને બીલકુલ ગમતો નહોતો, તેથી કોઇ પણ તદબીરે તેને કાઢી નાખવાનો વિચાર પીટરના મનમાં ઘોળાતો હતો. તે પારપાડવાનો પ્રસંગ આ વખતે આવ્યો. તે એવી રીતે કે, આદ્રિયન નામે પાત્રિઆર્ક હતો, તે મરી ગયો ત્યારે તે જગા કાઢી નાખવાનો પીટરે ઠરાવ કરી ધર્મ સંબંધી સર્વ વ્યવસ્થા જોવા સારૂ એક બીજા માણસની નેમણુક કરી. એથી બધા ધર્માધિ-

કારીનું વજન છેક કમી થઈ ગયું. હવે એમને કોઇ પુછે પણ નહિ. એથી તેમણે પીટરની નિંદા કરવા માંડી. જે છાપખાના ઝારે પ્રજાનો સુધારો કરવા સારૂ આણાવ્યાં હતાં, તે વડે તેમણે તેના ઉપર મશ્કરીના લખાણનો વરસાદ વરસાવવા માંડ્યો, અને કેટલાએક તો ખુલ્લું કહેવા લાગ્યા કે, પીટર ખ્રીસ્તીધર્મી નથી, એતો ગમે તેવી નવી વાતો આપણામાં દાખલ કરવા મંડ્યો છે. એ માટેજ તેને દુઃખ પડે છે. એ જુઠી ગપ્પો ઉપર પીટર ધ્યાન દેતો નહિ. તથાપિ વ્હાલટેરે બારમા ચાર્લસના ઇતિહાસમાં એમ લખ્યું છે કે, એવી રીતના મોટા અપરાધિઓને તેણે ઘણી શિક્ષા કરી હતી. એક વેળાએ ધર્માધિકારીઓએ એકઠા થઈ પાત્રિઆર્ક નિમો, પાત્રિઆર્ક નિમો, એમ કહીને મેહેલમાં કલકલાણ કરી મૂક્યું. ત્યારે તે ઘણોજ કંટાળીને, પોતાની બરછી મ્યાનમાંથી કહાડી ટેબલ ઉપર અફાળીને ઘાંટો કહાડી બોલ્યો. "શું તમારે પાત્રિઆર્ક જોઇએછીએ કે? ઠીકછે. આ જુવો તમારો પાત્રિઆર્ક !!" એ શબ્દો કાને પડતાંજ તે લોકોના હોસકોસ ઉડી ગયા.

હોલાંડ અને ઈંગ્લાંડમાં મુસાફરી કરી આવ્યા પછી પીટરનું સરમાળપણું ઘણું કમી થયું હતું, અને હવે તો તે મંડળીમાં ભળવા લાગ્યો હતો. વળી તે પરદેશી વેપારીઓની પાસે હમેશાં જતો, વેપાર વધારવા વિષે પોતાના વિચાર તેમને જણાવતો, અને બીજી બાબતો ઉપર તેમની સાથે ખુલ્લા મનથી વાત કરતો હતો. એમ એક દહાડો એક વેપારીને મળવા ગયો. ત્યાં તેને જમવા સારૂ રાખ્યો. થોડી વારે સૌ જમવા બેઠાં ત્યારે તે વેપારીની તરૂણ છોકરી ઉપર પીટરની નજર પડી. તેનું સૌંદર્ય જોઇને પાદશાહે વેપારીને કહ્યું કે એ સુંદરીને મારા મહેલમાં મોકલી દો.*

* સ્વેચ્છાચારી રાજ પદ્ધતિમાં રાજ્ય કર્તાને કાયદાનું

એ વાત તે સદ્‌ગુણી અને રૂપવંતી બાઇને ભાલા પ્રમાણે લાગી; તેથી લાગલો તેણે ત્યાં જવાબ દીધો કે, એ વાત કદી બનવાની નથી. તથાપિ આપણો નિશ્ચય સ્વેચ્છાચારી બાદશાહ આગળ પાર પડશે કે નહિ એવો તેના મનમાં શક ઉત્પન્ન થયો. ખરૂંછે કે, બીજો કોઈ મારવા તૈયાર થયો તો આપણે રાજા પાસે દાદ માગવા જઇએ, પણ જો રાજાજ મારવા ઉઠે તો શું કરીએ? પણ એ સંકટમાંથી બચવાની યુક્તિ એ છોડીએ એવી રીતે કરી કે તે રાત્રે, પોતાનાં માબાપને કાંઈ ન કહેતાં, થોડા પૈસા સાથે લઇને માસ્કોમાંથી બહાર નીકળી પડી. અને પગે ચાલતીજ હળવે હળવે પાસેના એક ગામડામાં ગઈ. ત્યાં તેને નાનપણમાં ઉછેરનારી દાઈ જેવા તેવા ધંધો કરીને ગુજરાન ચલાવતી હતી. ત્યાં જઈ પહોંચી. તેના ઘરમાં તે બાઈ, તેનો ધણી, અને તેની એક છોકરી એટલાં હતાં, તેમને એ સદ્‌ગુણી તરૂણીએ પોતાની સર્વ હકીગત કહી, ને તેની સાથે એવી વિનંતી કરી કે, મારો સદાચાર ભંગાવવાને હમણાં બાદશાહ મારો કેડો લેશે; તો હું તેને હાથે ન લાગું એવ ઠેકાણે મને સંતાડો. ત્યારે તે ગામડાની નજીક એક મોટી ઝાડી હતી, તેની વચ્ચે એક ઝુંપડી બાંધીને તેમાં તને રાખી. અને તેને સારૂ ખાવાનું દાઇને ઘેર તૈયાર

---

કે પ્રજા તરફનુ અટકણ ન હોવાથી લોકના જાન, માલ, અને આબ્રુ સદા જોખમમાં રહેછે. અધિપતિ ગમે એવો રૂડો હોય તોપણ તે માણસ એટલે વખતે મન ઠેકાણે ન રહેતાં ક્રમ ક્રોધાદિકમનો વિચારને આધીન થવાને પાત્ર છે માટે એ રાજ્યરીતિમાં આ મોટો દોષ છે. પરંતુ તેના જોડે સુધરો કરવાની રાજ્ય કર્તામાં સત્તા પણ વધારે છે. જો પીટર પૂર્ણ અધિકારી નહોત આટલા બધા સુધારા કરી શકત નહિ.

થતું તે પેલા ત્રણમાંથી ગમે તે કોઈ તેને પહોંચાડતું તથા રાતે બિક ન લાગે માટે પેલી દાઈ કે તેની છોકરી તેની પાસે સુવા જતાં. એવી રીતે એ ઝાડીમાં તેણે વરસ-દહાડો કહાડ્યો.

આણીમેર તે સ્ત્રી પોતાની આજ્ઞા પ્રમાણે મેહેલમાં આવેલી ન જોઈ ત્યારે બીજે દહાડે સવારે પીટર તે વેપારી પાસે ગયો, અને એવા ગુસ્સે ભરાયો કે જાણે હમણાં શું કરશે ને શું નહિ કરે. તેમજ પેલો વેપારી અને તેની ધણીઆણી ઘણાંજ શોકાતુર થઈને બાદશાહને પગે લાગી કહેવા લાગ્યાં કે, મહારાજ, ગઈ કાલથી અમારી છોકરી ક્યાં ગઈછે તથા તેના શા સમાચાર છે, એ અમને ખરે-ખર માલુમ નથી; અમે નિરપરાધી છીએ, અમારા ઉપર નારાજી ન થાઓ. તેમની એ વાત કેટલીક વાર પછી તેને ખરી લાગી ત્યારે તેણે ઘેર જઈ ચારેમેર જાહેરનામા લગાવ્યાં કે ફલાણી સ્ત્રી ક્યાંછે એનો જો કોઈ પત્તો લગાડી આપશે તો તેને આટલું ઇનામ મળશે. તથાપિ એ ઉપા-યથી તેનું કાંઈ વળ્યું નહિ. આખરે તે ગમે ત્યાં મરી ગયેલી સમજીને તેનાં માબાપ અને બીજાં સગાંઓએ તેની આશા છોડી.

એવી રીતે વનવાસમાં તે દહાડા કહાડતી હતી, તેવામાં પીટરના લશ્કરનો એક સરદાર એક હરણની પાછળ લા-ગીને એકાએક પેલી ઝુંપડી પાસે આવી ચડ્યો. અને માંહે જોવા લાગ્યો તો પેલી સુંદર સ્ત્રી એક કુનેણના વેશમાં તેની નજરે પડી. પણ જે દેખાય છે તે એનું ખરૂં સ્વરૂપ નથી, એ કોઈ મોટા ગૃહસ્થની કન્યા હશે એવું તેના શરી-રના તેજ ઉપરથી ત્યારેજ તેના ધ્યાનમાં આવ્યું. એટલા-માં તેને શક ગયો કે, જે સ્ત્રી બાબત કેટલાક વખત ઉપર જાહેરનામા ચોડ્યાં હતાં અને શોધ થયો હતો તેતો નહિ

હોય! એ વાત તેણે મોઢા બહાર કાઢતાંજ બાકથી પેલી સ્ત્રીના હાંજા નરમ પડી ગયા. અને તેનાથી એકે અક્ષર બોલાયો નહિ! અને અતિશય ગભરાઈ જઈ શરીરે પરસેવાના રેલા ઉતરતાં ડોકી નીચી ઘાલી. હાથ જોડીને ઉભી રહીને બોલી, "સાહેબ એ વાત હવે ફોડશો નહિ, એટલું મારૂં ગરીબાઈથી માગવાનું છે. તે કૃપા કરીને આપો." તેનો પેલાએ જવાબ દીધો કે, " હવે તમારે કંઈ બીક રાખવાનું કારણ નથી, અમારા ઝાર સાહેબનું ધ્યાન હાલમાં બીજી એક વાતમાં લાગેલું છે માટે હવે ખુલ્લી રીતે આવીને તમારા માબાપને મળવાની લગારે ફિકર નથી." એમ વાત ચિત્ત કરતાં તે જગામાં પરસ્પર પ્રેમભાવ બંને વચ્ચે ઉત્તમ રીતે ઉત્પન્ન થયો. તે સરદારે તેની સર્વ હકીગત તેનાં સગાંને કહી, એટલુંજ નહિ પણ તે સઘળું પ્રકરણ ક્યાથેરાઈનના કાન ઉપર નાંખ્યું. બીજે દીવસે સવારે તેણે પેલી સ્ત્રીની પીટર જોડે મુલાકત કરાવી દીધી તેના પેહેલાં તેણેજ પેલી સ્ત્રીના વનવાસની સર્વ પીડા કહી સંભળાવી હતી. તે સાંભળી તેના ઉપરથી પીટરના હૃદયમાં દયા આવીને તે બિચારીને મદદ કરવાનું તેને મનમાં થયું. ત્યારે ક્યાથેરાઈને તેને સૂચના કરી કે જો તમારી ઇચ્છા તેનું ખરેખરૂં ભલું કરવાની હોય, તો તેને અન્ન વસ્ત્રની કોઈ દહાડો વાણ પડે નહી એવું વર્ષાસન કરી આપો તથા તેને આ સરદાર સાથે પરણાવી આપો એટલે *થયું. જુવો. માણસના સ્વભાવનું જ્ઞાન પીટરના કરતાં તેની પટરાણીને વધારે હતું. એ ખુલ્લું જણાઈ આવે છે. તેની સૂચના પીટરે ઘણી ખુશીથી કબૂલ કરી અને તેના લગ્નનો સર્વ ખરચ પોતાની ગાંઠનો કરીને તેને વળી સારૂં વર્ષાસન પણ કરી આપ્યું. ફ્રમાનબ્રુસ

* 'અણી ચૂક્યો સો વરસ જીવે', એ કહેવતનું આ ઉદાહરણ છે.

એમ લખેછે કે, એ વાત મને તે સ્ત્રીએ જાતે કહી છે.

પીટરની ઈશકબાજીની બીજી એક વાત પુસ્તકોમાં લખી છે તે એમ છે કે, પોતાની પહેલી પટરાણીને તલાક આપ્યા પછી તે મોન નામે એક રૂપાળી સ્ત્રીના છંદમાં પડ્યો હતો. તે તેના ઉપર મોહિત હતો ખરો પણ તે સ્ત્રી ફકત તેને પકડીને બેશી રહી નહોતી. ઝારસાહેબની સ્વારી કાંઈ ફરવાને ગઈ ત્યારે પાછળ માસ્કોમાં મોને ઈરાની દરબારના રશિઆમાં રહેનારા વકીલ કીઝરલિંગ સાથે લગ્ન કર્યાં, ત્યાર પછી કેટલીએક વારે પીટર પાછો આવીને જોયછે તો મોન તો કીઝરલિંગની ધણીઆણી થઈ બેઠેલી તેણે દીઠી. પછી શું જોવું ? તેનો મિજાજ હાથથી ગયો અને લાગલોજ કીઝરલિગને બોલાવી આણીને કહ્યું કે તું હમણાંને હમણાં મારા રાજ્યમાંથી ચાલ્યો જા. એથી તે તરત ચાલ્યો ગયો અને તેની જગોએ ઈરાનના બાદશાહે બીજા ગૃહસ્થની નીમણુક કરી.

પીટર માસ્કોમાં કેટલાએક લોકસુધારાના કામમાં ગુંથાએલો હતો, ત્યારે સ્વીડનની ઈશાન ભણી તેનું લશ્કર ચાર્લસના લશ્કર સાથે લડતું હતું. ત્યાં તેની ઘણી જરૂર પડી. માટે લાગલોજ તે તેણીમેર ગયો. લાડોગા સરોવરને કાંઠે, નીવા નદીની પાસે સ્વીડલોકોના તાબાનો એક કિલ્લો હતો તે જીતી લેવા સારૂ પીટરે તેને ઘેરો ઘાલ્યો. કિલ્લાના લોકોને પોતાના બચાવની આશા ન રહેવાથી તે સ્કીરી-માતાફને શરણ આવ્યા. એ ઘેરામાં પીટરે પણ ઘણી બાહાદૂરી બતાવી તેથી તેને લશ્કરી સરદારીના સંબંધમાં મોટો ખિતાબ મળ્યો. તેજ પ્રમાણે જે ઠેકાણે સેંટપીટર્સ-બર્ગ નામે અપ્રિત્તમ અને દિવ્ય શહેરછે તે ઠેકાણું તે વખત છેકજ કીચડવાળ જગા સ્વિડન સરકારને તાબે હતી. તે પીટરે મહા પરાક્રમથી તાબે કરીને ત્યાં તારીખ

૧૬ મી મે સન ૧૭૦૩ ને રોજ એક નવો કિલ્લો બાંધવા સારૂ ખાતમૂહર્તનો પેહેલો પથરો પોતાને હાથે જમીનમાં પુર્યો. એ ઠેકાણું છે કે નિવા નદીના કિનારા ઉપર છે. એ જગા તે વેળાએ તો કશી ગણતીમાં નહોતી. તેને પીટરે મોટા મહત્વની બનાવી દીધી. અને ત્યાં કિલ્લો બાંધવાનો લાકડાનો નમુનો પોતાને હાથે પીટરે બનાવીને બતાવ્યો. અને તે મુજબ બાંધવા સારૂ મૈંત્રિફાક પાસે કામની સરૂઆત કરાવી, તેના ઉપર પીટર સખ્ત દેખરેખ રાખતો હતો. એ કિલ્લાનું કામ ચાલું થયા પછી સેંટ પીટર્સબર્ગ શેહેર વસાવવાનું કામ ધ્યાનમાં લીધું. એ શેહેર અને પેલા કિલ્લો બાંધવા પાછળ ઘણાં માણસો કામે લગાડ્યાં હતાં. ત્યાંની જમીન ઘણી કીચડવાળી હતી, તેથી આશરે એક લાખ મજુરો માંદા પડીને મરણ પામ્યા. એમ કહેવાય છે. એ કિલ્લો પાંચ મહિનામાં તૈયાર થયો, અને શેહેર તૈયાર થતાં બાર મહિના લાગ્યા. ત્યારે તેમાં નાનાં મોટાં મળીને ત્રીશ હજાર ઘરો હતાં!

માણસે એકાદ પોતાના ઈષ્ટકામનો આરંભ કર્યો એટલે તે કયારે પુરૂં થાય એમ તેને લાગે છે. તેમ પીટરને સેંટ-પીટ્ર્સબર્ગ શેહેર વિષે થયું હતું. ગમે તે થાય, પણ પીટ્-ર્સબર્ગ એકવાર ઉત્તમરાજધાની બને એવું તે ધારતો હતો અને એમ કરવાને હરેક તદબીર કરતો હતો. ધર્મા-ધિકારીઓના ઢોંગ અને દોર ઉપર તેને ઘણો ગુસ્સો આવતો હતો પણ ધર્મની દુર્દશા કરવાની તેની મુળેજ મ-રજી નહોતી. પીટર્સબર્ગમાં જે ઇમારતો ઘણી આસ્થાથી બાંધી તેમાં ત્યાંનું ભજનમંદીર પણ ગણાય છે. તે તૈ-યાર થઇરહ્યા પછી ત્યાં જઇને રેહેવા તથા ઉપદેશ કર-વાનું પીટરે માસ્કોના ધર્માધિકારીને ફરમાવ્યું. તથાપિ પી-ટરે જેટલું નવું કરે છે તે બધું નઠારૂં છે એવું તેનું મત બંધાઈ ગયાથી તથા તે નવા શેહેરની ઉજડ જમીનમાં રેહે-

વાથી હું માંદો પડીને મરણ પામું એવો પણ વિચાર હોવા-થી તે વાત તેણે માની નહિ. તેમજ કેટલાએક વેપારીઓને ત્યાં દુકાન માંડવા બાબત તાકીદ કરી તથા તેમને ઉતરવાસારૂ ધર્મશાળા વગેરેની ગોઠવણ કરી, તોપણ તે લોકો તકરાર કરવા લાગ્યા ત્યારે તેને થોડી શક્તિ કરવી પડી. એ શક્તિ ચાલી ત્યારે લોકોમાં ઘણો કકળાટ ચાલ્યો; જે તે જુલમ, જુલમ, પોકારવા લાગ્યા તેમાં આગેવાન ધર્માધિકારી હતા. તે બધાએ તો એમજ નક્કી કર્યું કે પીટરના આ જુલમથી સઘળી પ્રજા કંટાળી ગઈ છે. એટલું નહિ પણ તેમનું દુઃખ જોઇને શેહેરના દેવતા પણ રડે છે. અને તેની આંખોમાંથી ખરેખરજ કંઈ પ્રવાહી પદાર્થ બહાર આવતો લોકોની નજરે પડ્યો. તેણે કરીને કકલાણ કરવાનું વધારે જોર આવ્યું. એવી ગરબડ માસ્કોમાં ચાલતી હતી, ત્યારે પીટર કેટલાંક કામોની તપાસ કરવા સારૂ લાડોગા સરોવર તરફ ગયો હતો. ત્યાં તેને એની ખબર પડી કે માસ્કોમાં પાછો આવ્યો. દેવીનો પરતો જોવા તથા લોકોના નારાજીપણાનું કારણ સાંભળવાને સારૂ તેણે એક મોટી સભા ભરી. તેવારે દેવીની આંખોમાંથી પાણી જેવું કાંઈ ગળતું નજરે પડ્યું. તેનો તેને અચંબો લાગ્યો નહિ, પણ તેમાં કંઈ કપટ છે એમ લાગવાથી તેણે તે મૂર્તિ એક પાદરી પાસે ઉચકાવીને પોતાની પાસે અણાવીને પછી પોતાના હાથમાં લઈ તે ઉપરનું રાધળું આચ્છાદન કાઢી નાંખ્યું ત્યારે ડોળાના ખાડાની પછવાડે એક એક નાનું તેલનું પુમડું બેસાડેલું તેમાંથી પેલું તેલ ટપક્યા કરતું હતું, તે સર્વેને ખુલ્લું કરીને બતાવ્યું, અને કહ્યું કે એ બધો ઢોંગ ધર્મગુરૂઓનો છે. પછી તે મૂર્તિ તેણે પોતાના સંગ્રહસ્થાનમાં લાવી રાખી. !! આ કામમાં પીટરે જે હિંમત જણાવી તે ઘણી વખાણવા જોગ છે. મૂર્તિ હાથમાં લઇને જે

પ્રકાર તેણે કર્યા તેતો બીજાએ કરત, પણ તેમાં કંઈ કપટ છે એમ પક્કુ સમજીને તે દેખાડવાના ઠરાવથી તેને તેની જગા ઉપરથી ઊંચકી હાથમાં લેવી એ કંઈ સાધારણ કામ નથી. પીટર અસાધારણ પુરૂષ હતો, તો તેને હાથે એવાં અસાધારણ કામ થાય એ સાધારણ છે.

મારકો શેહેર છોડીને નવી રાજધાની પીટર્સબર્ગમાં જવાને લોકો ઘણાએ આડા આવ્યા. પણ પીટરે પોતાનો આગ્રહ છોડ્યો નહિ. તેણે થોડા દિવસમાં તે નવું શેહેર સર્વપ્રકારના લોક તથા સર્વ જાતના કારખાનાથી શોભાવ્યું. એ બાબત એક સુજ્ઞ ગ્રંથકાર એમ કહે છે કે, "પીટર જો સ્વતંત્ર રાજા ન હોતતો, તેનાથી પીટર્સબર્ગ આટલું ઉતાવળું વસાવી શકાત નહિ" આ વાત ખરીછે. તથાપિ એવા પ્રકારના કામમાં રાજાનો સ્વતંત્ર અધિકારજ બસ નથી; પણ તેમાં કેટલાક ડહાપણનીએ જરૂર છે. આ દેશના તઘલખ બાદશાહ મહંમદના મનમાંએ દિલ્લી છોડીને દેવગીરીને રાજધાની કરવાનો વિચાર આવ્યો હતો. તે હજારો જીવની હાંની કરતાંએ પાર પડ્યો નહિ. પણ પીટરે એકલા લોકોને આગ્રહ ન કરતાં "ક્રિયાવિણ વાચાળતા વ્યર્થ" એ મુળ તત્વ ઉપરથી પોતે જાતે ત્યાં જઇને રહ્યો. એટલે એની મેળેજ એનું પ્રધાન મંડળ સાથે આવ્યું. દરબારો ભરાવા લાગી. કામકાજ ચાલવા માંડ્યું, શ્રીમંત લોકો ત્યાં રથાયી થયાથી સર્વ પ્રકારનો માલ ત્યાં ખપવા લાગ્યો, તેથી વેપાર વધ્યો; કારખાનાં સરૂ થયાં, અને મોટી ભવ્ય અને સુંદર ઇમારતો બંધાઈ. એવી રીતે એ શેહેર ત્યારથી સુધરતાં સુધરતાં હાલમાં સર્વ સુધરેલા શેહેરમાં પેહેલી પદવીએ જઈ બેઠું છે.

એમ એ શેહેર વસવાને પુરા પાંચ મહિના ન થયા એટલામાં એક મોટું ડચ વહાણ વેપારનેસારૂ નીવાનદીમાં

આવીને ઉભું રહ્યું. એ જોઇને પીટરને જે તાઢક વળી તેનું વર્ણન થઇ શકે એવું નથી. આપણી નવી રાજધાનીથી બાલટીક સમુદ્રવડે વેપાર ચલાવવાની મતલબથી તેણે એટલી બધી ખટપટ કરી હતી, તે સફળ થએલી જોઇને પોતે અત્યંત ખુશી થાય એમાં શી નવાઇ ! વળી બીજો વિચાર એના મનમાં એ હતો કે, મારાં વહાણો તૈયાર થાય ક્યારે ? અને ચાર્લ્સનાં વહાણોને પાછાં હઠાવે ક્યારે એવો વિચાર તેને નિરંતર ઘોળાયા કરતો હતો તેથી બીજું કશું તેને સુઝતું નહોતું. માટે તે ન્હેરોનિટ્ઝમાં પોતાના વહાણોની તડામાર તૈયારી કરવામાં ગુંથાયો હતો ત્યારે તેને પાત્રીકગાર્ડને પૂછ્યું કે, "મહારાજ આપના તાબાનાં બંદરોતો કંઇએ દેખાતાં નથી, તો આટલાં વહાણોને તૈયાર કરીને શું કરશો ?" તેનો બાદશાહે જવાબ દીધો કે, કંઈ ફિકર નહિ, મારાં વહાણો પોતાને માટે બંદરો કરી લેશે ! તે યાદ રાખજે" ઇશ્વર કૃપાથી કેટલીકવારે તે પ્રમાણે બન્યુ !

જે ડચ વેપારીનું વહાણ આવ્યાનું ઉપર કહ્યું, તેમાંનો ઘણોખરો માલ પીટર અને મેંઝિકાફે મળીને વેચાતો લીધો. એ શિવાય તે વહાણના નાખોદાને ઇનામ આપ્યું તે જુદુંજ. વળી એવું ઠરાવ્યું કે, એવા પરદેશમાંથી જે માલ પ્રથમ આવશે, તેના ઉપર બીલકુલ જકાત લેવી નહિ. એથી કરીને વેપારને સારૂ આવનારા પરદેશીઓને ઉત્તેજન મળ્યું, ને તેથી નિરંતર તેઓ નાના પ્રકારનોમાલ આણવા લાગ્યા. એ રીતે તે બીજા શેહેરો કરતાં પીટર્સબર્ગમાં વધારે સસ્તો મળવા લાગ્યો, ને તેથી ત્યાંના લોક રાજી થયા. એવી રીતે ત્યાંનો વેપાર વધ્યો. એ શેહેરની જાહોઝલાલીના સમાચાર એક દિવસે કોઇએ સ્વીડનના રાજા બારમા ચાર્લ્સને કહ્યા, ત્યારે પણ ગર્વથી બોલ્યો, "કાંઈ ચિંતા નહિ, પીટરને

શેહેરો વસાવીને ખુશીથી મજા મારવા દ્યો; હું તેની રાજ-ધાની જીતી લઇને ત્યાંના સઘળાં ઘરો બાળી નાંખીશ !" એ કેવી બુદ્ધિ !

એ અરસામાં વળી એક મોટો બનાવ બન્યો તે અહીં કહેવા જોઇએ. તે એકે, પીટરના જાની દોસ્ત, પોલાંડના રાજા આગસ્તસને તેના પ્રજાએ તેના ગાદી ઉપરથી ઉ-ઠાડી મૂકીને સ્તાનિલસ લેસઝિન્સ્કી નામના સરદારને તેની જગાએ બેસાડ્યો. એથી પીટરને મહા માઠું લાગ્યું, અને તેને સહાય કરવા સારૂ પોતાના કવાયત શીખેલા બારહજાર સિપાઇઓને તર્ણમિર રવાને કર્યા.

પછી ઈ. સ. ૧૭૦૪ ના વસંતઋતુમાં પીટરે ફરીથી લડાઇની તૈયારી કરી. પોતાના લશ્કરના બે ભાગ કર્યા; ને તેમાંનો એક ભાગ સ્કીરીમાતાફના હાથતળે સોંપીને તેને દોર્ટશેહેર ઉપર ઘેરો ઘાલવાનું ફરમાવ્યું. અને બીજા ભા-ગની સરદારી પોતે લઇને જે ઠેકાણે પેહેલાં પોતાની હાર થઈ હતી, તે નાર્વા નામે સ્થળ ઉપર ચાલી જવાનો ઠરાવ કર્યો. આ વખત તેની સઘળી તૈયારી જેવા જોઇએ તેવી હતી. તોપખાનું અને બંદૂકો સારી હતી, તથા સિપાઇઓ કવાયદ પણ ઉત્તમ રીતે પામ્યા હતા. તેથી તેને જશ મે-ળવવાને લગારે મેહેનત પડી નહિ. એ જગાને ઘેરો ઘાલ્યા પછી થોડી વારસુધી માંહેના સ્વીડ સરદારે બચાવ કર્યો; પણ આખરે રૂશ બાદશાહને શરણ આવ્યો. અને પ્રાણ રક્ષણનું વચન મેળવીને શેહેર તેને સોંપી દીધું. પણ પછી રૂશિઅન ફોજે અંદર દાખલ થઇને કાપાકાપી કરીને જે નાશ કર્યો તેનું વર્ણન થઈ શકતું નથી. પણ તે વેળાએ એમ લાગતું કે સ્ત્રીઓના પતિવૃતાપણાનો અને પુરૂષોના પ્રાણનો નાશ કરવા સારૂજ જાણે તેમણે અવતાર લીધો હોયની. એ વાત પીટરને ગમી નહિ, તેથી પોતાના માણ-

સોમાંના જુલમીઓને એ વિચારની વાતો કહી અથવા બીક દેખડાવીને બંદોબસ્ત કરતો, અને એમ કરતાંએ જ્યારે તેમાંનો કોઈ ગણકારતો નહિ ત્યારે તેનું માથું કાપી નાંખતો. એ પ્રમાણે બધે બંદોબસ્ત કરીને પોતાની લોહીથી ખરડેલી તરવાર સાથે એક મોટા સરકારી મેહેલમાં પેઠો. અને ત્યાંની ટેબલ ઉપર તે તરવાર મૂકીને ત્યાંના લોકો ભણી જોઇને બોલ્યો, "અરે આ મારી તરવાર આ શહેરના લોકોના લોહીથી ખરડાયલી નથી; પણ જેમણે તમારા લોકોના જીવ લેવાનો પ્રયત્ન કર્યો હતો તે મારા પોતાના લોકોને મેં ઠાર કર્યા! તેના લોહથી આ તરવાર ખરડાયલીછે!"

એવી રીતે પીટરે નાર્વ્હા લીધું, તેમજ પેલીમેર સ્કીરીમાતાકે દોર્ત જીતી લીધું, એટલે ઇંગ્રિયા પ્રાંત આખો તેના તાબામાં આવ્યો. આ નવા મેળવેલા પ્રાંત ઉપર મેંઝિકાફને સુબેદારી આપી, તથા તેને એક મોટા માનની પદવી આપી. એ મેંઝિકાફ એક ધર્મોપદેશકનો છોકરો હતો. તેને પીટરે આવડો મોટો અધિકાર આપ્યો તે બાબત લોકોમાં કશીએ ચરચા ચાલી નહિ. કારણ, સંપત્તિ, કુળશ્રેષ્ઠત્વ વગેરે વાતો ઉપર ધ્યાન ન દેતા માત્ર અંગના સદ્‌ગુણો ઉપરથી માણસને મોટાઈ મળવાનાં ઉદાહરણો જોવાની તેમને ટેવ પડી ગઈ હતી.

ઈ. સ. ૧૭૦૫ માં ક્રિતિન નામે બેટ ઉપર બાવીસ સ્વીડ વહાણોએ હુમલો કર્યો, ત્યારે રુશિઅન લશ્કર તેની સાથે લડ્યું, ને તેમાં સ્વીડ લોકો હાર્યા. એ વખતે તેઓમાં એટલો ગભરાટ પેઠો કે, પોતાનાં વહાણો ઉપર નાશી જતી વેળાએ જખમી થએલાં અને મુએલાં માણસોને સાથે લેવાનું પણ તેમને ભાન ન રહ્યું. એવી ઝડપથી નાસતાંએ તેમનાં ત્રણહજાર માણસોને રુશિઅન લોકોએ કેદ પકડ્યા!

એવી રીતે આ બેરની ચિંતા દૂર થયા પછી ચાર્લ્સ

પોલાંડમાં શી ગરબડ કરે છે, તેની તપાસ કરવામાં પીટરે ધ્યાન લગાડયું. તેણે ત્યાંના પદભ્રષ્ટ રાજા આગસ્તસની મદદમાં બીજા છહજાર સ્વાર અને છહજાર પાળા રેપનિન નામના સરદાર સાથે રવાના કર્યા. અને પોતે પણ તેણી-મેર જવા સારૂ નીકળ્યો. એવી રીતે ઈ. સ. ૧૭૦૫ માં વિગ્રહનો આરંભ થયો. એ બંને પક્ષની મોટી લડાઈ કોર્લાં-ડના મુખ્ય શેહેર જિમાએસ આગળ થઇ. સ્વીડ સેનાના મુખ્ય સરદાર લિવેનહાસે પોતાના રાજાને લખી વાળ્યું કે, "આ પ્રસંગે રૂશિઅન સિપાઈ જીવ ઉપર ઉદાર થઇને લડ્યા હતા" પીટરના લશ્કરનો જો કે આ વેળાએ પરાભવ થયો તોપણ એ ધીરજવંત પુરૂષની હિંમત ડગી નહિ, ને તેણે કોર્લાંડ મધે વળી બીજી ફોજ મોકલીને ગિત્તા નામે મોટો કિલ્લો જીતી લીધો.

ત્યાર પછી પીટર માસ્કો શેહેરમાં સુધારા સંબંધી બંદોબસ્ત કરતો હતો, એવામાં ઇ. સ. ૧૭૦૬ ના આરંભમાં તેને એવા સમાચાર મળ્યા કે, ચાર્લસ રાજા મોટા લશ્કરસહિત ગ્રાદનો શેહેર ભણી આવવા સારૂ નીકળ્યો છે, અને તેથી આગસ્તસને એકાએક સાકસનીમાં નાશી જવું પડ્યું છે. એ સમાચારથી હિંમતવાન પીટર એક પળ પણ વાર ન લગાડતાં આગસ્તસની મદદ સારૂ સાથે મોટું લશ્કર લઇને નીકળ્યો. તેની અને સ્વીડ સરદાર રેન્સચિલ્ડની મુલાકાત નેનસ્ટાદ્દત નામે શેહેર પાસે થઈ. ત્યાં આગળ મોટી લડાઈ થઈ. તેમાં પીટરના લશ્કરની હાર થઈ. તે બાબત તેણે જાતે એમ લખ્યું છે કે, "યુદ્ધ બંધ થયા પછી ત્રીજે દિવસે શત્રુએ મારા સિપાઇઓને અસાવધપણામાં એકાએક આવીને કાપી નાંખ્યા."

આ વેળાએ આગસ્તસની પાસે આસરે વીસ હજાર ફોજ એકઠી થઈ હતી. તેની સાથે પીટરનો પાટકલ નામે

એક વકીલ હતો તેણે આગસ્તસને એવો આગ્રહ કર્યો કે, તમે તમારા લશ્કર સાથે પોલાંડમાં જઇને અમારા બાદશાહની સ્વારી સાથે મળી જાઓ. એ વાત તેણે કબૂલ કરી. એવી રીતે તે બંને રાજાનો મેળાપ ગ્રાડનોમાં થયો. ત્યાં તેમણે એક બીજાનો ભારે આદર સત્કાર કર્યો. વળી ત્યાં એક લખવા સરખો બીજો બનાવ બન્યો કે, આગસ્તસે એક મોટા હોદ્દાનાં વસ્ત્રો પીટરને આપ્યાં, અને પીટરે તે સ્વીકાર્યાં! 'ગામમાં પેસવાના સાંસા ને પટેલને ઘેર ઉનાં પાણી, એવી રીત નજરે આવી. આપણે પદભ્રષ્ટ છતાં બીજા મોટા બાદશાહને પદવી આપતાં આગસ્તસને કશુંએ લાગ્યું નહિ. એ ઉપરથી લાગે છે કે માણસના સ્વભાવનો અંત નથી!

એ સમારંભ ચાલતો હતો એવામાં આસ્ત્રાખાનમાં બંડ થયાની બાતમી પીટરને મળી. તેવારે તમામ લશ્કરનું સ્વામિત્વ મૈંત્રિકાફને આપીને ત્યાંથી ત્વરાએ તેણીમેર જવા સારૂ નીકળી પડ્યો. અહિં મૈંત્રિકાફે સારો બંદોબસ્ત રાખ્યો હતો. પણ બારમા ચાર્લ્સે આગસ્તસના મુળના મુલકની ઘણી ધુળધાણી કરવા માંડી હતી. તેથી ડરીને અથવા બીજા કોઈ કારણને લીધે, ગમે તેમ પણ હવે આગસ્તસની હિંમત અટકી પડી. અને ચાર્લ્સ સાથે નમ્ર પણે કોલકરાર કરીને અભય વચન મેળવવાના વિચારથી પોતાના બે વકીલો નામે ઇમહાફ અને ફ્રિંગસ્તેન સાથે પોતાનું વિનંતી પત્ર રવાના કર્યું. અને ડ્રેસડનમાં રૂશિઅન વકીલ પાતકલ નામે હતો તેને એકદમ કેદ કરવાનો હુકમ મોકલ્યો! એ વખતે ચાર્લ્સનો મુકામ અલતરાનસ્તાતમાં હતો. તેની છાવણીમાં પેલા બંને વકીલો રાતની વખતે ગયા ને પોતાના રાજાએ આપેલા કાગળથી તેને વાકેફ કીધો. તે વાંચી જોયા પછી રાજા કેટલીક વાર સુધી એકાંતમાં

જઇને બેઠો અને ત્યાંથી ચાર કલમોની યાદી તૈયાર કરીને આણી. એ કલમો આ પ્રમાણે. ૧ આગસ્તસે પોલાંડની ગાદીનો તમામ હક છોડવો, અને હાલમાં જે તેના ઉપર બેઠો છે તે સ્તાનિલસને ખરા દાખલ કબૂલ કરવો. ૨ આગસ્તસે જે તહ આજ સુધીમાં રૂશિઆના ઝાર સાથે કર્યા હોય, તે સર્વ રદ છે એમ ખુલ્લી રીતે કહેવું-૩ જે સ્વીડ લોકોને આગસ્તસે કેદ કીધા હોય તેને છોડી દેવા.-૪ વળી જે બીજા સ્વીડ લોકો આગસ્તસ પાસે હોય તેને પણ પાછા મોકલવા અને પાતકલને અમારે સ્વાધિન કરી દેવો.

આણીમેર એમ છાની રીતે ઠરાવ થાયછે, એટલામાં પેલીમેર મૅંઝિકાફ પોતાના ત્રીસહજાર લશ્કર સાથે કાલીશીનામે નગર પાસે આગસ્તસના લશ્કરસાથે મળી ગયો. ત્યારે આ પદભ્રષ્ટ રાજાને એમ ફિકરપેદાથઈકે, જે આપણે છાના કરારો કરીએ છીએ તે જો તેના જાણવામાં આવશે તો આપણી અત્યંત માઠી અવસ્થા થશે. એવા વિચારથી તે ઘણો ગભરાઈ ગયો, અને શું કરવું તે તેને સૂઝે નહિ. એટલામાં દશહજાર સૈન્ય સાથે એક સ્વીડ સરદાર તેના ઉપર ધશી આવ્યો. તેથી તેની જે હાલત થઈ તેનું વર્ણન શું કરીએ! તેણે તે સ્વીડ સરદારને કહાવી મોકલ્યું કે અમે તમારા રાજા સાથે તહ કરવાને વકીલ મોકલેલા છે તે આવે ત્યાંસુધી ધીરજ રાખો. તે કહેણ તે સરદારે ગણકાર્યું નહિ અને ઉલટી તેની મશ્કરી કરી. ત્યારે તે કેટલીકવારે લડાઇને સારૂ ઉભો રહ્યો. તે વેળા તેની અને રૂશિઅન લશ્કરની એક બે ઝપાઝપી થઈ તેમાં રૂશિઅન સેના જીતી. અને ત્રણહજાર સ્વીડ સિપાઇને મારી નાંખીને તેના સરદારને પકડીને પોતાના લશ્કરમાં આણ્યો. પછી જીતેલું લશ્કર જયગર્જના કરતું વાર્સામાં દાખલ થયું. અને લગાર નિરાંતે બેઠા એટલામાં પેલા ફિંગસ્તેન પેલી ચાર કલમના ઠરાવનું કરારનામું લા-

વીને રાજાના હાથમાં મૂક્યું.

એ તો તહની વાત થઈ. પણ એ લડાઈ બંધ થયા પછી તેણે પેલા બે વકીલોની મારફત એક પત્ર ચાર્લસ ઉપર મોકલ્યો, તે તો ઘણો શરમાવે એવા હતો. તેની મતલબ આવી હતી કે, "મે આપના લશ્કરને હરાવ્યું તેને માટે મને માફી મળવી જોઇએ, એ લડાઈ કરવાનું મને તો મુદલે મન નહોતું; તથાપિ રુશિઅન લોકોએ મારી પાસે જબરદસ્તીથી હથિઆર ઝલાવ્યાં, તે વારે મારો ઉપાય ચાલ્યો નહિ, હું તો અસલથીજ મેંઝિકાફને મૂકીને તમને મળનાર હતો પણ તેમ થયું નહિ. તેને માટે દલગીર છું. તમારા સરદારે થોડો વખત ગુમાવ્યો નહિતો ખચિત રુશિયનો હારત. બધા સ્વીડ સિપાઇઓને છોડી દઈને રુશિઅનોથી છુટો પડી તમારી તરફ આવીશ; મતલબ કે, મારે હાથે તમારા લશ્કરનો જે નાશ થયો તેને માટે તમે જે કેહેશો તે કરવાને હું તૈયાર છું" આ કાગળમાં ડહાપણ અને શુરાતન કેટલું છે. તે વાંચનારાના ધ્યાનમાં આવ્યું હશે. એવા રાજા ગાદી ઉપર આવવા એ પ્રજાના નિર્ભાગ્યની નિશાની છે.

વારૂ આગસ્તસની એટલીજ ગેરઆબરૂ થઈ તે પ્રકરણ બંધ પડ્યું નહિ પણ તેમાં થોડો વધારો થયો એવી રીતે કે, તેને પદભ્રષ્ટ કરીને જે માણસ ગાદી ઉપર બેઠો તેનું નામ સ્તાનિલસ હતું, તેના ઉપર આગસ્તસના મનમાં કેટલો દ્વેષ આવવા જોઈએ તે કેહેવા કરતાં સમજવું સહેલું છે. જો બની શકત તો આગસ્તસ તેનું નામે ન દેત; પણ તેની પાસે ચાર્લસે સ્તાનિલસ ઉપર એક કાગળ લખાવ્યો કે "તમને રાજ્યપદ મળેલું જોઈ હું ઘણો પ્રસન્ન થયો છું; ઈશ્વર એમ તમારૂં ઉત્તરોત્તર કલ્યાણ કરો" એ મહા ગેરઆબરૂની વાત નથી કે? જેના ભણી સેહેજ ન-

જર જતાંજ અંતઃકરણમાં પરીતાપ થાય તેને જોઇને ઘ-
ણી ખુશાલી જણાવવી, એના જેવી દુઃખદાયક વાત બી-
જી કઈ! આગસ્તસે આ પત્ર શું રાજી ખુશીથી લખ્યો
હશે? પણ કરે શું? ફાંદામાં ફસાયા ત્યાં ઉપાય ચાલતો
નથી! ને કાળ ફરે એટલે એમજ બને છે!

એ અરસામાં ચાર્લસે એક ઘણું માઠું કામ કર્યું, તે હ-
જી કહેવાનું બાકી છે, તે એ કે આગસ્તની પાસે પાતકલ
નામે રૂશિઅન વકીલ હતો તેને ચાર્લસ અને આગસ્તસ-
ની વચ્ચે પેલી ચાર કલમોના થયેલા કરારની રૂએ સ્વી-
ડનના રાજાને સોંપી દીધો હતો. તેને તેણે નિર્દય રીતે મા-
રી નંખાવ્યો. એવી રીતે કે, તેને મારવાની જગાએ રા-
જાનું શીક્ષા બાબતનું હુકમનામું વાંચ્યું, તેમાં ચાર્લસ ને
દયાળુ લખ્યો હતો; તે સાંભળતાંજ વકીલ બોલ્યો, કે "એ
શુનો દયાળું!" તેમજ ગુન્હેગારને રાજદ્રોહી કહ્યો હતો, તે
કાને પડતાંજ, મોટો ઘાંટો કહાડીને બોલ્યો, મને રાજદ્રોહી
શા માટે કહો છો! ના, ના, મને અમથોજ એમ કહો ન-
હિ, મેં મારા દેશની ચાકરી જેવી જોઇએ તેવી બજાવેલીછે!"

એ શિક્ષા બાબત નામીચો ગ્રંથકાર વ્હાલ્તેર એમ લ-
ખે છે કે, "આ ત્રાસદાયક અન્યાયના કામ તરફ જોઇને
માત્ર સુધરેલા મનુષ્યોનેજ નહિ, પણ છેક જંગલી માણ-
સોને પણ સાંભળીને શરીરનાં રૂવાટાં ઉભાં થયાં હશે. સ્વ-
દેશનાં દુઃખ દર્શાવીને દાદ મેળવવા સારૂ લિવ્હોનિયન લો-
કોએ જે છ ગૃહસ્થોને રાજાપાસે મોકલ્યા હતા તેમાં આગે-
વાન થવાનું કામ તેણે કબૂલ કર્યું, એજ એ નિર્ભાગી મા-
ણસે પ્રથમ મોટું પાપ કર્યું. અને એ ઉત્તમ કર્તવ્ય કર્મ
તેણે સારી રીતે બજાવ્યું તેથીજ કે શું, તેની ચોકશી થઇને
શિક્ષા થઈ! પાતકલ એક મોટા પરાક્રમી અને જોરાવર
રાજાનો એલચી હતો. એને માટે તો એની થોડીઘણી પ્ર-

તિજ્ઞા રાખતી હતી પણ અત્યંત ક્રૂરપણાને લીધે ચાર્લ્સે દુનિઆના રાજવ્યવહારના પવિત્ર નિયમોને ઉલ્લંઘન કર્યા" એ વાત ખરી છે. લડવાને મેદાનમાં ઉભા હોય ત્યાં ગમે તેટલું વેર રાખો, અને જેને જેમ ગમે તેમ મારે કાપે તેનો કંઈ વિચાર નથી. સઘળા સરખા, પરંતુ, એવા એકલા માણસને પકડીને મારવો એ રાજનિતીથી કેવળ ઉલટું છે અતિ જંગલીઓ પણ તેમ કરતા નથી. તો એવા કામથી સુધરેલા જોરાવર રાજાના નામને કલંક લાગે એમાં કંઈ વધારે નથી.

પાતકલની એવી દશા થએલી સાંભળીને પીટરને ઘણું માઠું લાગ્યું. તેથી તેણે યુરોપના બીજા રાજાઓને એ હકીગત લખી જણાવી. એ દુઃખના વખતમાં પીટરના એક પ્રધાને તેને એવી સૂચના કરી કે, આપણી રાજધાની માસ્કોમાં કેટલા એક સ્વીડ બંધીવાનો કેદમાં પુરાયલા છે, તેને મારી નાંખીને પાતકલનું વેર લેવું જોઇએ. પણ એ વાત તેને બીલકુલ ગમી નહિ. તેને નાનો જવાબ દેતાં પીટરે કહ્યું કે, "એવું નીચ કામ હું કદી કરવાનો નથી; અરે, ચાર્લ્સે પોતાની કીર્તિ અને દયાળુપણા ઉપર પાણી ફેરવ્યું, માટે મારે પણ તેમ કરવું!" એ ખરૂં છે. જે વાતને માટે આપણે લોકોને ઠપકો દઇએ, તેજ વાત આપણે જાણી જોઇને કરીએ તો તેના જેવું મુર્ખપણું બીજું કયું! તથાપિ દુનિઆમાં એવાં ઉદાહરણો ડગલે ડગલે નજરે પડે છે!

પરંતુ ચાર્લ્સ પાસેથી પાતકલનું વેર ન લેવું એમ પીટરના મનમાં નહોતું, પણ તે આમ નીચ રીતે લેવાનું નહોતું, તેણે તો એવો નિશ્ચય કર્યો કે, ગમે તેટલી મેહેનત કરવી પડે તો કરીને સ્તાનિસ્લસ જે આવા દમામથી ચાર્લ્સના બળ ઉપર કુદકારા મારીને રાજ્યસુખ ભોગવેછે,

તેને ગાદી ઉપરથી કહાડી મૂકવા એ કામ સારૂ તેણે ઝાલકિયામાં મોટું દરબાર ભરીને પોલાંડના મોટા મોટા લોકોની મુલાકત કરી, અને તે બધા તેના કહેવા પ્રમાણે કરવાને કબૂલ થયા.

સાક્સનીમાં સ્તાનિલસના દરબારમાં એક ફ્રેંચ સરકારનો વકીલ હતો. તેના મનમાં ચાર્લસ અને પીટર વચ્ચે સલાહ કરવાનું હતું, તે તેણે ચાર્લસને જણાવ્યું. ત્યારે અહંકારી ચાર્લસ બોલ્યો કે, "ઝારની જોડે મારે કોલકરાર કરવાજ હશે તો તે હું માસ્કો શેહેરમાં ગયા પછી કરીશ. ત્યાંસુધી કરવાનો નથી." એ શબ્દો પીટરને કાને ગયા. ત્યારે તે બોલ્યો કે, "ચાર્લસ સિકંદર* બાદશાહ થવાને એકે પગે થઈ રહ્યો છે, પણ હું ડરાયસ ક્યાં છું?"

ઈ. સ. ૧૭૦૭ માં ચાર્લસરાજા પોતાની જોડે પચાસહજાર લશ્કર લઈને પીટર સાથે લડવાને સારૂ આબારાનસ્તાતથી નીકળ્યો, અને રસ્તામાં દ્રેસદન આગળથી જતાં તેણે આગસ્તસની મુલાકત કરી, એ તેના અવિચારીપણાનું ફળ છે. એ બાબત વ્હાલતેર કહેછે કે, ચાર્લસે એ મોટું સાહસ કીધેલું સમજવું જોઈએ; કારણ આટલા બનાવ બન્યા પછી તેમણે એક બીજાને મળવામાં માલ શો, એટલુંજ નહિ પણ તે કામ ભય ભરેલું હતું. સ્વીડ લોકોનું લશ્કર જ્યારે પોલાંડમાંથી ગયું ત્યારે તે દેશની ખરાબી કરી નાંખતું ગયું હતું. તેનો તે વખતે દાવ લેવાને પોલ લોકો પણ આઘું પાછું જોવાને રહ્યા નહોતા. આખરે ચાર્લસનું

---

*સિકંદર માસિદોન દેશનો બાદશા હતો; અને ડરાયસ ઈરાનનો બાદશાહ હતો. તેમની પ્રખ્યાત લડાઈ ઈ. સ. પૂ. ૩૩૩ માં વર્ષમાં ઈસ્સસ આગળ થઈ તેમાં ડરાયસ છેક હારી ગયો હતો. પણ પીટરના આ બોલો ઉપરથી એમ જણાય છે કે, તેને પ્રાચીન ઈતિહાસની માહિતી સારી હતી.

લશ્કર શિઆળાને લીધે લુથિઆનિઆમાં છાવણી નાંખીને રહ્યું, અને પીટરનું લશ્કર ગ્રોદનો ને મિન્સ્કપ્રાંતની વચ્ચે છાવણી કરીને પડ્યું.

એવી રીતે ગોઠવણ કરીને પીટર માસ્કોમાં આવ્યો. તે શેહેર ઘણા કામને લીધે ગયાં બે વર્ષમાં જોવાનો પીટરને વખત મળ્યો નહોતો ત્યાં દવાખાનાં, કાપડ વણવાનાં કારખાનાં, કાચનો સામાન બનાવવાનાં કારખાનાં અને ટાંકણી બનાવવા વગેરેનાં કારખાનાં સારી રીતે ચાલેલાં જોઇને તેને ઘણો સંતોષ થયો. અને જે નવી બાબતો દેશમાં દાખલ કરી હતી તે વિષે લોકોનો બડબડાટ ચાલેલો છેક કમી થઈ ગયેલો જોઈ તેને ઘણું સારૂ લાગ્યું. તથા બીજા સુધારા દાખલ કરવાનો વિચાર કરવા લાગ્યો. એટલામાં મેન્ઝિકાફ ભણીથી સંદેશો આવ્યો કે,ચાર્લસ રાજા મોટા લશ્કર સહિત આપણા લશ્કર ઉપર ધશી આવવાના વિચારમાં છે માટે તમારે ત્વરાથી આવવું. એ ખબર સાંભળતાંજ ઝાર નીકળને ગ્રોદનોમાં આવી પહોંચ્યો. એ સમાચાર ચાર્લસે જાણ્યાથી તેણે આઠસેં માણસો લઈને તે શેહેર ઉપર ધસારો કરીને રૂશિઅન લશ્કરને છેક હરાવી નાંખ્યું. એમ થવાનું મુખ્ય કારણ ઝારના એક જર્મન સરદારનું નિમકહરામીપણું છે, તે સરદાર એક બુરજ ઉપર સંરક્ષક હતો, તેણે ચાર્લસને અંદર આવતો અટકાવવા જોઇએ તેમ ન કરતાં નિરાંતે આવવા દીધો. તેથી તે શેહેર શેહેજમાં સ્વીડ લોકોને હાથ ગયું. એ સમય પીટર પણ તેને હાથ ગયો હોત પરંતુ મોટી તદબીરથી ત્યાંથી છૂટકી જઇને પોતાનું લશ્કર મિન્સપ્રાંતમાં જમા કર્યા પછી પીટરે નદીને કાંઠે મોબિલી અને ઓર્ષાની વચ્ચેના મેદાનમાં મૂકામ કર્યો. પછી સ્વીડ ફોજને પોતાના ઉપર એવી આવવા દીધી કે, તેને પાછા હઠવાનો રસ્તો જરાએ ન

રહ્યો. તથા પોતે એવી જગા પકડી હતી કે, ત્યાં શત્રુનો કશો ઉપાય ચાલે નહિ, અને જો કદાચ વખત આવે પાછું હઠવું પડે તોય કશી અડચણ પડે નહિ! એ ઉપરથી પીટરનું યુદ્ધ કૌશલ્ય જણાઈ આવેછે.



# ભાગ ચોથો.

ઈ. સ. ૧૭૦૮ ની સરૂઆતમાં બંને તરફનાં લશ્કરની તયારી ક્યાં સુધી થઈ છે તેનું વર્ણન પાછલા ભાગના છેવટમાં આવી ગયું, તે તો વાંચનારાના ધ્યાનમાં હશેજ. આ વખતમાં પીટર અને ચાર્લ્સ બંને યુરોપખંડના જોરાવર બાદશાહો હતા; તેમનાં રાજ્યો મોટાં હતાં; તેમનાં લશ્કર પરાક્રમી હતાં અને તેઓ જાતે કીર્તિના નવા ઉમેદવાર પુરૂષો હોવાથી તેમનામાં શૂરાતન નિરંતર જાગૃત રહેતું હતું. એ યોદ્ધાઓનો મેળાપ થવાનો હવે વખત પાસે આવ્યો. પીટરની પાસે એક લાખ લશ્કર તૈયાર હતું, તેમજ ચાર્લ્સ પાસે પણ અઠ્યાશી હજાર હતું. તે તારીખ ૨૫ મી જુલાઈ સને ૧૭૦૮ ને દિવસે બંને લશ્કર માંહેના કેટલાએક સિપાઇઓ વચ્ચે એક નાની લડાઈ થઈ. એ આસરે ચાર કલાક પહોંચી ને તેમાં ૫૦૦૦ સ્વીડ અને ૨૦૦૦ રૂશિઅનો મારચા ગયા. એ લડાઇની ગરબડમાં ચાર્લ્સના એક સરદારનો ઘોડો મુવો ત્યારે બાદશાહે એ પોતાનો ઘોડો તેને આપીને પોતે પાળો ફરવા લાગ્યો. એ ઝપાઝાપીની વેળાએ પીટર ત્યાં નહોતો, પણ એ લડાઈ થયા પછી ત્રીજે દિવસે ત્યાં આવ્યો, ત્યારે તેને એવી ખબર મળી કે, ચાર્લ્સ પોતાનું લશ્કર લઈને માસ્કો તરફ જવાનો છાની વિચાર કરેછે. વાસ્તે તે ઠેકાણાથી માસ્કો સુધી જવાના માર્ગની આજુબાજુનો મુલક એટલો તો

ઉજડ કરી નાંખ્યો કે, તે રસ્તે થઈને જનારો ગમે તેવો જોરાવર હોય તોય ખરાબ થયા વિના રહે નહિ.

ઉપર કહ્યા પ્રમાણે તે સ્વીડ સેના રૂશિઆમાં દાખલ થઈ અને સ્માલેન્સ્કો સુધી ગઈ, ત્યાં તેમની અંન પાણી વગર જે દુર્દશા થઈ તેનું વર્ણન પણ થઈ શકતું નથી. એ વગર પીટરના લશ્કરે તેના ઉપર ઉપરા છાપરી હુમલા કરીને તેમને ત્રાહેત્રાહે પોકરાવી. તેથી તેઓ તે રસ્તો છોડીને અકરેન† ભણી ચાલ્યા. એથી ચાર્લ્સ અને તેના લશ્કરની છેક ખરાબી થઈ. એ અરસામાં બંને પક્ષ વચ્ચે પુષ્કળ ઝપાઝપી થઈ હતી તેનું અથ ઈતિ વર્ણન કરવાની અહીં જગા નથી. તથાપિ પલતુવા આગળ જે બનાવ છેવટે બન્યો તે કહેવા જોઇએ. એ શેહેર રૂશિઆના તાબામાં હતું, ત્યાં એક નાનો પણ મજબૂત કિલ્લો હતો, અને ત્યાંથી માસ્કો જવાનો સીધો રસ્તો હતો. એ ધારણા ઉપર ચાર્લ્સની મનસુબો ધારીને ત્યાં ધન ધાન્ય તથા દારૂગોળાની તજવીજ પીટરે સારી રીતે કરી રાખી હતી. તેમ તેના ધારવા પ્રમાણે આઠ હજાર સ્વીડોએ એ ગઢને ઘેરો ઘાલ્યો. તથાપિ મુખ્યગઢવી આલાઈ ઘણો જુનો અને અનુભવી હતો.

પોતાના નૈકાસૈન્યનું કામ ક્યાં સુધી આવ્યું છે. તે તપાસવા સારૂ પીટર વ્હોરોનિટ્ઝ તરફ ગયો હતો. ત્યાં એ ઘેરાના સમાચાર સાંભળતાંજ સાથે સાઠહજાર લશ્કર લઈને પલતુવા પાસે તે આવી પહોંચ્યો. પછી તેણે કેટલુંક લશ્કર મેંઝિકાફને હવાલે કરીને ઘેરો ઘાલનારાઓ ઉપર હુમલો કરવા સારૂ મોકલ્યો તેમાં તેની મુખ્ય મતલબ એવી હતી કે લડવાને બહાને મેંઝિકાફે તે લોકોને ઘેરાની જગાએથી ભોળવીને આઘા લઈ જવા, અને પાછળ લગાર

---

† અરકેન રૂશિઆનો એક પ્રાંત છે.

ભાગ ફાવે એટલે આલાર્દની મદદમાં કેટલુંક લશ્કર અને લડાઇનો સરંજામ મોકલી આપવો. એ તેની ધારણા પાર ઉતરી. તેની ખબર જ્યારે ચાર્લસને થઈ ત્યારે તે ગર્વથી બોલ્યો કે "હવે રૂશિઅનો લડાઇના કામમાં અમારા પક્કા ચેલા બન્યા!"

લડાઈ આરંભ્યા પહેલાં પીટરે પોતાના લશ્કરના બે ભાગ કીધા. તેમાંનો એક ભાગ એક બાજુએ મોકલ્યો ને બીજો બીજી બાજુએ રાખ્યો. તે ભાગની આગળ તેના બચાવ સારૂ એક કાચો કોટ ઉભો કર્યો; તે પાછળ પાયદળ ને તેની પછવાડે સ્વાર અને તેની પાછળ તોપખાનું એવી ગોઠવણ કરી હતી. પછી લડાઇનો આરંભ થયો ને બંને વચ્ચે કેટલીક નાની મોટી ઝપાઝપી થઈ તેમાંની એકમાં ખુદ ચાર્લસને ગોળી લાગવાથી તેની વેદનાએ ઘણો હેરાન થયો. પછી કેટલીક વારે વહાડ કાપ કરનારા વૈદ્યોની મેહેનતથી તેને જરા આરામ થયો તોપણ કેટલાક દિવસ સુધી તેનાથી પથારી ઉપરથી ઉઠાતું નહોતું. એમ છતાં પણ તેના લશ્કરે એકવાર પીટરની ફોજ ઉપર ધસારો કરીને તેને પાછું હઠાવ્યું. તોપણ હિંમ્મત ન હારતાં તે ફરીને લડ્યું. લડાઈ ભારે જોસ્સાથી ચાલી. પીટરની જમણી બાજુના લશ્કર ઉપર મુખ્ય સરદાર બોઆર હતો, ને ડાબિ બાજુએ મેંત્રિકાફ હતો, અને વચલા ભાગની સરદારી સ્કીરીમાતાફને આપી હતી. એ લડાઈ આસરે અઢી કલાક એક સરખી ચાલી, ને તેમાં બંને તરફના મહારથિ એટલે પીટર અને ચાર્લસ પોત પોતાના પક્ષની ફતેહને સારૂ જીવની દરકાર ન રાખતાં મરણીઆ થઇને મથન કરતા હતા. તે બંને જણાના મનમાં એમ નક્કી આવી ચુક્યું હતું કે, આપણે જે કંઈ જશ કે અપજશ આવવાનો છે તે આ હાર જીત ઉપરજ આધાર રાખેછે. એ અવસરે

પીટર પોતાના ઘોડા ઉપર બેશીને પોતાના લશ્કરને ઉસ-કેરવા સારૂ આમ તેમ વીજળીના વેગથી ફરતો હતો. ચા-ર્લસને રણમાં આવી શકવા જેવું સામર્થ્ય નહોતું તોય હાથમાં પિસ્તોલ લઈને ડોળીમાં બેઠો બેઠો પોતાના સૈન્યને ધીરજ આપતો હતો. તેવામાં ડોળી ઉંચકનાર એક ભાઈ-ને ગોળી વાગીને હેઠો પડ્યો તેની સાથે ચાર્લસ પણ પ-ડ્યો. પણ તરતજ બીજા વાહન ઉપર બેશીને પાછો પહેલાં પ્રમાણે ફરવા લાગ્યો. તેમજ પીટરની ટોપીમાંથી એક ગો-ળી આરપાર નીકળી ગઈ, તેના પોષાકને કેટલીએક ગોળી વાગી તથા તેની તળેના જીનને પણ કેટલીક વાગી ગઈ હતી. મતલબ કે આ જંગમાં તે બચ્યા એ માત્ર પરમે-શ્વરની મેહેરબાનીજ સમજવી. નહિ તો જે ગોળી એટલી પાસે આવી હતી, તેમાંની એકાદ તેને વાગીને જીવ જતાં કંઈ વાર લાગત? તેમજ મેંઝિકાફની સ્વારીના એક પછી એક ત્રણ ઘોડા ગોળી વાગવાથી મુવા છતાં તે જીવ્યો હતો.

એ લડાઇમાં ચાર્લસની છેક હાર થઈ. સ્વીડ લશ્કરની નાસતાં નાસતાં ઘણી દુર્દશા થઈ, ને તે ગભરાટમાં પડ્યું. એ પ્રસંગનું વર્ણન પીટરે જાતે લખી રાખ્યુંછે. તેમાં એમ છે કે, "નવ હજાર બસે ચોત્રીસ સિપાઇઓ પેલા કોટ આગ-ળજ પડ્યા હતા. એ વગર બે ત્રણ હજાર જોદ્ધા કેદ પકડાયા તે જૂદા. અમને ઘણું નુકશાન થયું નહિ. ઘણો રક્ત પાત ન થતાં તથા વધારે મેહેનત ન પડતાં સ્વીડનના અહંકારી રાજા ઉપર અમારા લશ્કરે જીત મેળવી. એ પરમેશ્વરની મેહેરબાની છે." ખરેખાત દુનિઆના ઇતિહાસમાં જે પ્રખ્યાત યુદ્ધો થયાં છે તેમાં આ પણ ગણાયછે. યુરોપખં-ડના બે બળવાન રાજા પોતાના પ્રચંડ લશ્કર સહિત મ-રણીઆ થઇને સ્વદેશના લાભને માટે મથન કરે છે, ને લડાઈ ચાલી રહીછે, એ જોઇને વીરરસાનંદ ન થાય એવા

અરસિક પુરૂષ આ પૃથ્વી ઉપર કોઈ હશે કે! જેને એવી જાતનાં લડાઇઓ જોવાને બનશે તે અતિ મધુર રસનો સ્વાદ લેશે એમાં તલમાત્ર શંકા નાહ. કેમકે એવા પ્રકારનાં યુદ્ધોનાં ફક્ત વર્ણન સાંભળવાથીજ વીરપુરૂષોનાં અંતઃકરણમાં વીરરસાનંદ ઉભરાય છે.

જે દિવસે આ મોટી ફતેહ મળી, તે દિવસે સાયંકાળે તેણે પોતાના તંબુમાં મોટી મીજવાનીનો ઠાઠ કર્યો. તેમાં તેણે માત્ર પોતાનાજ સરદારો બોલાવ્યા એમ નહિ. પણ સ્વીડનના લશ્કરના જે સરદારો પકડાયા હતા તેમને પણ નોત્રાં દીધાં હતાં. તે બધા આવ્યા ને પીટરે તે બધાને આદરમાન આપ્યું. પછી સઘળા પોતપોતાની જગાએ બેઠા, ભાણાં પીરસાયાં અને ભોજનનો આરંભ થયો. પછી આણીમેર તેણીમેરની વાતો ચાલી, ત્યારે પીટર બોલ્યો, "જેણે મને યુદ્ધવિદ્યા શીખવી, તે ગુરૂનું સદા કલ્યાણ થાઓ, તે સાંભળીને રેનસ્કેલ્દ નામે જે સ્વીડ સરદાર ત્યાં હતો, તેણે પુછ્યું કે, "મહારાજ, આપના ગુરૂ તે કોણ ?" તેનો પીટરે જવાબ દીધો. "અહો, તમે શૂરા સ્વીડ સરદારોજ મારી યુદ્ધવિદ્યાના ગુરૂ છો! તમેજ મને એ વિદ્યા શીખવી. એથી ન અંજાતાં તે સરદારે પુછ્યું કે, "અરે, અમે સ્વીડ સરદાર જ્યારે તમારા ગુરૂ છીએ, એમ કહો છો, ત્યારે તમે અમારી સાથે કૃતઘ્ન થઇને એટલા આકરા થાઓછો એ આપને શોભેછે કે?" તે ઉપર પીટરે કંઈ જવાબ દીધો નહિ, અને તેને ગુસ્સો પણ આવ્યો નહિ. તથાપિ એ બાબત વધારે બોલવું લાયક નથી. એમ સમજીને તે વાત છોડી દીધી. બરાબર છે. માણસ ઘણો ડાહ્યો હોય કે જોરાવર હોય તે એકવાર બોલીને ફસાય એટલે તેને ચુપજ રહેવું પડે છે—પછી પીટરે રેન્સ્કિલ્ડને ફરી પુછ્યું કે, "તમારો રાજા આવો ડાહ્યો અને આવા યુદ્ધકળાનો જાણ

છતાં આટલું લશ્કર સાથે લઇને પોતાથી અજાણ્યા અમારા દેશમાં કેમ આવ્યો!" ત્યારે રેન્સ્કિલ્ડ બોલ્યો, "અમારો રાજા લડાઇના કામમાં હમેશાં પોતાના સરદારોની સલાહ લેતો નથી. તે અમારો પ્રભુ છે, અને અમે તેની પ્રજા છીએ; તે અમને આજ્ઞા કરે તે અમારે માથે ચડાવવી એટલુંજ અમે સમજીએ છીએ." આ ભાષણથી પીટરને ઘણો સંતોષ થયો. તથા તેણે તે સરદારની નિસ્પૃહતા અને સ્વરાજ નિષ્ટા જોઇને પોતાની તરવાર તેને બક્ષીશ આવી! એનું નામ તે ગુણજ્ઞતા! ખરૂં જોતાં તો એ સરદારની સ્વરાજનિષ્ટા પીટરને ઘણી દુઃખદાયક હતી. એતો દરેક વાંચનાર સારી પેઠે સમજતા હશે. તે શું પીટર નહિ સમજતો હોય? તથાપિ તે એક તરફની વિચાર કરનારો પુરૂષ નહોતો. સોનું ગમે તેના હાથમાં હોય તોય સોનું છે; તે દુશ્મનના હાથમાં જવાથી કંઈ પીતળ થતું નથી. તેજ પ્રમાણે સ્વરાજનિષ્ટા સદ્ગુણનો વિચાર મોટા પુરૂષો કરેછે. રેન્સ્કિલ્ડની સાથે તેણે જે આચરણ કર્યું તે સાંભળીને કોઇને નવાઈ લાગ્યાવિના રહેશે નહિ. તૈમુરલંગને પણ એવોજ ગુણ પરીક્ષા હતી. અને તેણે પણ પોતાના શત્રુના કેદ પકડેલા લશ્કરી સરદારને એમ એકવાર સાબાશી આપી હતી, એમ એક પુસ્તકમાં લખેલું છે. મોટાનાં અંતઃકરણોમાં એક બીજા સાથે પુષ્કળ મળતાપણું છે.

સ્વીડ લશ્કરમાં ભંગાણ પડ્યું, ત્યારે તેમનો ધણી ચાર્લસ ક્યાં ગયો તેનો પત્તો કેટલીક વારસુધી લાગ્યો નહિ. તેમના લોકોના મુડદાંના ઢગલા પડ્યા હતા, તેમાં પણ પીટરે ઘણી શોધ કરાવી. પણ તે બધી ફોગટ ગઈ. કારણ કે પોતાનો પાસો ફરી ગયેલો જોઇને તે લડાઇમાંથી કેટલાંક માણસો સાથે લઈ નીકળ્યો તે બોરિસ્થિનીસ નદી તરીને તુર્કી રાજ્યમાં ગયો. ત્યાં સુલતાનનો સુબેદાર હતો.

તેને તેણે આદરમાન આપ્યું. પછી તે અતશાકન્હ નામે શેહેર પાસે આવી પહોંચ્યો. પણ તેને અંદર પેસવાની પરવાનગી ત્યાંના સુબેદારે સુલતાનની બીકે આપી નહિ. માટે તે ત્યાંથી નીકળીને સીધો નીપર નદીને કાંઠે બંદરમાં આવ્યો ત્યાં પણ સુલતાનનો અમલ હતો. ત્યાંથી સુલતાનને કંઈ બાબત લખી જણાવવાની તેને જરૂર પડી. તે વેળાએ તેને લખવાની જે એક નિયમિત પદ્ધતિ હતી, તે તેને ત્યાંના તુર્ક લોકોએ બતાવી. પણ તે ચાર્લ્સને ગમી નહિ. માટે તેણે તેમને સાફ કહ્યું કે, એવી રીતે સુલતાનને લખવામાં મને નાનમ આવે માટે હું કદી નહિ લખું. એવા તેના હઠી અને ગર્વીષ્ટ સ્વભાવથી તરેહવાર દુઃખો ખમવાં પડ્યાં. એ બાબત વ્હાલતેરેતો એમ ખુલ્લું લખ્યું છે કે, "કાલ દેશને અનુસરીને કેમ ચાલવું, એથી ચાર્લ્સ બીલકુલ અજાણ્યો હતો" એ આ ઉપરથી ખરૂં ઠરે છે.

આણીમેર ચાર્લ્સનું રહ્યું સહ્યું જે લશ્કર પાછું સ્વદેશ જતું હતું તેની પીઠ પકડવાસારૂ લડાઈ બંધ પડ્યા પછી ત્રીજે દિવસે ગાલિટઝિન અને બોઅરને મોટા લશ્કર સાથે જવાનો હુકમ કર્યો. તે રસ્તે ચાલતી સ્વીડ સેનાની નજરે પડતાંજ પોતાનો પડતો દહાડો સમજીને તેમને તાબે થઈ. એ બાબત પીટરે એક ઠેકાણે એમ લખ્યું છે કે, "કેટલીક મુદત ઉપર જે લોકો સાકસની મધે છાવણી કરીને રહ્યા હતા ત્યારે તેમને જોઇને આખો યુરોપખંડ થર થર કાંપતો હતો, તે લોકો ઇશ્વર કૃપાથી અમારે હાથ લાગ્યો" મોટા મોટા શૂરા સરદાર ગરીબ ગાયની માફક પોતાના સિપાઇઓના પેહેરામાં બેઠેલા જોઈને પીટરને અતિશય માઠું લાગ્યું; એથી વારંવાર બોલતો હતો કે, માત્ર પોતાની ઉમેદ બર લાવવાસારૂ ચાર્લ્સે આવડા મોટા લશ્કરને દુઃખમાં નાંખ્યું, એ કાંઈ સારૂ ન કર્યું. એવી રીતે તેના વિષે પીટર

દયાળુ પણ ભોળો ખરો; પણ તેમની અવસ્થા કરતાં તેને એટલી દયા આવી નહિ. એ બધાને તેણે સિબીરીઆ પ્રાંતમાં મોકલી દીધા. તે પ્રાંત માણસને રહેવાને સર્વ પ્રકારે દુઃખ દાયક છે. તથાપિ તે બિચારા લાચારીથી ત્યાં જઈ રહ્યા; માણસને વખત પ્રમાણે વર્તવું પડે છે! બીજો ઈલાજ નથી.

પલતુવાની લડાઈના પરીણામથી આખા યુરોપમાં ગરબડ મચી રહી. જુલમ અને બેદાદીથી કંટાળીને સાક્સન લોકો બરાડતા હતા તેવામાં આગસ્તસે જાહેરનામું બહાર પાડ્યું કે, "મેં જે પૂર્વે ગાદી છોડી હતી; તે રાજીખુશીથી છોડી નહોતી; ગાદી છોડવાનું ભાષણ મારી પાસે બળાત્કારે કરાવ્યું હતું; હું પોલાંડની ગાદીએ ફરીથી બેસવાનોછું." પોલાંડના લોકોનાં મન પણ તેની ભણી વળ્યાં હતાં અને પોતાના આશ્રયદાતા ચાર્લસની એવી અવસ્થા જોઈને સ્તાનિલાસ પણ ગાદી છોડી દેવાને તૈયાર છું એમ ખુલેખુલ્લું બોલતો હતો. વળી સ્વીડનના લોકો ઘણા દિવસ સુધી ચાર્લસનો પત્તો ન લાગવાથી તેને મુવેલો સમજીને રાજ કરવાની તથા તેને સાચવવાની મોટી ફિકરમાં પડ્યા હતા; અને વ્હાલતેર તો અહીં સુધી લખે છેકે, "પલતુવાની લડાઇની કંઇક અસર ઇંગ્લાંડમાં પણ થઇ હતી—એવીકે, ઈ. સ. ૧૭૦૮ માં ઈંગ્લાંડની દરબારમાં માતવિઆફ રશિઅન વકીલ હતો, તેને ઘણું દેવું થવાથી તેના માગનારાઓએ તેને કેદમાં નંખાવ્યો, એ બનાવ ભુલથી બન્યો છે, જાણી જોઇને કર્યું નથી એવું ઝારને જણાવવાને ઇંગ્લાંડની તે વખતની ગાદીપતિ રાણીએ એવો એક કાયદો કર્યો કે, દેવાને સારૂ કોઈ પણ પરદેશી વકીલને કેદમાં ઘાલવો નહિ અને ઝારનો ગુસ્સો સમાવવા સારૂ વ્હાઈટવર્થ નામે એક ગૃહસ્થને ઝાર પાસે મોકલ્યો." એટલે વ્હાલતેરના કહેવાની

મતલબ એવી કે, પલતુવાની લડાઈના પરીણામથી યુરોપના દેશો પીટરથી પેહેલાં કરતાં વધારે ડરવા લાગ્યાં. તથાપિ એ મતને મજબૂત ટેકો નથી એવું કેટલા એક ગ્રંથકારો કહેછે.

પલતુવાની લડાઇમાં મળેલો જશ બીજા મુલકો જીતવામાં તેને ઉપયોગી થઈ પડ્યો. એલબીંગ નામે મજબૂત ઠેકાણું સ્વીડનના તાબામાં હતું, તે રૂશિઅન લશ્કરે જીતી લીધું. અને રેગાને તેના લશ્કરે ઘેરો ઘાલ્યો. તથાપિ ત્યાં એક જાતનો રોગ ફાટી નીકળવાથી દશ હજાર રૂશિઅનોના જીવ ગયા. તોય ઘેરો ઉઠાવ્યો નહિ. આખરે ઈ. સ. ૧૭૧૦ નાં જુલાઈ માસમાં નિરૂપાય થઇને ત્યાંનો હાકેમ પીટરને તાબે થયો. ત્યાંના સુબેદાર સ્ત્રેંબર્ગે એક ઠેકાણે એમ લખ્યું છેકે, એ રોગથી શહેરમાં અને શહેરની આસપાસ મળીને આસરે સાઠહજાર માણસો મરી ગયાં! એ જીત્યા પછી થોડા વખતમાં પરનાવ અને વિરોલ પણ રૂશ લશ્કરે જીતી લીધાં એવી રીતે આખો લિવ્હોનિયા પ્રાંત પીટરને તાબે થયો.

પેલીમેર પોલાંડ મધે બધા લોકો આગસ્તસની વાટ જોતા હતા. તેમજ સ્તાનિલસ પણ તે ગડબડમાંથી છુટવાનો ક્યારે સમય આવે એવી રહા જોતો હતો. તથાપિ પીટરને મળ્યા વિના તથા તેની મરજી મેળવ્યા વિના ગાદી ઉપર બેસવું સેહેલું અને સારૂ નથી એમ આગસ્તસને લાગે, ફરી તેના મનમાં આવતું કે, પીટર સાથે આપણે થોડા દિવસ ઉપર આટલી કૃતઘ્નતા અને મુર્ખાઈથી વર્ત્યા તેનેજ માટે તેની પાસે જઇને તેની પ્રસંનતા મેળવવાની ખટપટ કરવા સરખુ બીજું નીચપણું નથી. એથી તેના મનને એકમેર લોભ અને બીજીમેર અભિમાને ખેંચતાણ કરવા માંડી. પણ તેમાં આખરે લોભ પ્રબળ થયો. એટલે આગસ્તસ આગળ કીધેલા અપરાધની માફી માગવા સારૂ પીટર પાસે થાને ગયો. ત્યાં પીટરે આગલી વાત મનમાં ન

આણતાં ઘણા માન સાથે મુલાકત લીધી. વાસ્તવિક જોતાં પીટર આરીલો હતો, માટે તેમ કરે નહિ પણ વળી તે મોટો મતલબી અને દૂરદર્શી હતો. તેના મતમાં મળે તેટલા રાજાઓને પોતાના પક્ષમાં લઇને ચાર્લ્સ ઉપર સ્વારી કરવાનું હતું. તેને લીધે બંનેનો મેળાપ થતાંજ દોસ્તીના કોલકરાર થયા અને તે કરારમાં ડેન્માર્ક અને પ્રુશિયાના રાજાઓ પણ સામેલ થયા.

પ્રુશિયા દેશના રાજા સાથે મરીન વર્ડરમાં કોલકરાર કર્યા પછી ત્યાંથી નીકળીને પીટર રેગામાં ગયા. ત્યાં રાજ્યકારભાર કેમ ચલાવવો તેનો પાકો બંદોબસ્ત કરીને ત્યાંથી પીતર્સબર્ગ ગયો. ત્યાં સુધારા વગેરેનું કામ ચલાવ્યું હતું તે તેણે જોયું તથા તેમાં વધારો ઘટારો કેટલો જોઇએ તે બતાવ્યો. તે ગમે તેવા મોટા કામમાં ગુંથાતો ત્યારે પણ પીતર્સબર્ગ શેહેર તરફ મન રાખતો હતો. તે એટલે સુધી કે પલતુવાના મહાભારત યુદ્ધમાં છેક નિમગ્ન થઇ ગયો હતો ત્યારે પણ તેને જય મળ્યો તે રાતના નવ કલાકે એક ખાસ કાગળ લખ્યો તેમાં તેણે એમ લખ્યું હતું કે, "પીતર્સબર્ગ શેહેરનો પાયો નંખાયો એ પરમેશ્વરની મેહેરબાનીી ભરેલી એક અતી ઉત્તમ બક્ષીસ છે." તે પીતર્સબર્ગથી નીકળીને માસ્કોમાં આવ્યો, ત્યારે સર્વ લોકો એકઠા થઇને પોતાના રાજાએ પોતાના દેશને સારૂ જે પરીશ્રમ કર્યા તે માટે તેનો પાડ માનીને મહોત્સવ કરતા હતા. એ જોઇને પીટરને કેટલો સંતોષ થયો હશે તેતો તેજ જાણે.તેનું વર્ણન કરી શકાશે નહિ. અહિંથી પણ થોડા વખતમાં ચાલવા માંડ્યું. તે કેટલો મેહેનતુ હતો તથા તે સ્વદેશના લાભને સારૂ કેટલી કાળજી રાખતો હતો, તે એ ઉપરથી શેહેજ ધ્યાનમાં આવશે.

ચાર્લ્સ નાસતો નાસતો અને આસરો માગતોમાગતો બંદર

સુધી આવી પહોંચ્યાની હકીગતથીતો અમારા વાંચનારા વાકેફ છે. ત્યાંથી તેણે ક્રિમિયાના ખાન સાથે સંધાન કર્યું. અને તેની પાસે તુર્કસ્તાનના સુલતાનને પીટરની પ્રબળતાની સઘળી હકીગત કહેવડાવી, તેની સાથે ક્રિમિઆની સરહદ ઉપરના મુસલમાનને તે અત્યંત દુઃખ દેછે તે વાત પણ સુલતાનને કાને નાંખી. ત્યારે સુલતાનનું મન ચાર્લ્સની સૂચના પ્રમાણે કરવાને થયું. તેણે ચાર્લ્સ જોડે સંધી કરીને પીટર જોડે લડવાનો ઠરાવ કર્યો. ને એ લડાઇનીસૂચના દાખલ કાંન્સ્તાંતિનોપલના દરબારમાં કોંટ તાલસ્તાય નામે રૂશિઅન વકીલ હતો તેને કુટુંબ સહિત પકડીને સાતબુરજના કિલ્લામાં કેદ કર્યો.

વ્હાલતેરે એક ઠેકાણે એમ લખ્યું છે કે, "પરદેશના દરબારમાં મોકલેલા વકીલોથી પીટરને જેટલું અપમાન સોસવું પડ્યું, તેટલું અપમાન બીજા કોઈ રાજાને કદી સોસવું પડ્યું નથી. જુઓ, આ થોડી મુદતમાં તેનો ઇંગ્લાંડનો વકીલ કરજને સારૂ તુરંગમાં પડ્યો હતો, ને પોલાંડનો વકીલ તો ચાર્લ્સની આજ્ઞાથી ઘણી નીચ રીતે માર્યો ગયો હતો, અને તુર્ક દરબારના વકીલને એકાદા ધાડપાડુની પેઠે રસ્તામાંથી ચાલતો પકડીને કિલ્લામાં કેદ કીધો." એ હાલત તે વકીલની થઈ ખરી પણ પીટર તો તે પોતાની થએલી માનીને ઘણો દુઃખ ધરવા લાગ્યો હશે એમાં સંશય નહિ. બીજાં બધાં પ્રકારની ખોટ રાજા સેહેજમાં પુરી કરેછે, પણ અપમાનનું જખમ રૂઝવવા સારૂ તેને ઘણો શ્રમ કરવો પડેછે. એટલુંજ નહિ પણ કેટલીક વારતો ઘણો શ્રમ કરતાંએ તે જખમ રૂઝાતો નથી.

તુર્કસ્તાનનો સુલતાન મારી સાથે લડવાને તૈયાર થયોછે, એમ સમજતાંજ પોતે તૈયારી કરવા લાગ્યો. તેમાં તેણે પ્રથમ એવો હુકમ કર્યો કે, પોલાંડમાં જે લશ્કર છે તેના એક ભાગે તત્કાળ મોલ્દેવિઆ ભણી જવું; અને સ્કુરિ-

માતાફે પણ લિવ્હોનિઆ છોડીને તણીમેરનો રસ્તો પકડયો; તથા બાલતિક સમુદ્ર માંહેના આઝોફના નૌકાસૈન્યનું ધણીપણું આપ્રાક્સિને લેવું. ને વલંદા સરદાર ક્રુઈઝે લિવ્હોનિઆના કાંઠાની સંભાળ રાખવી. વળી મેંઝિકાફે પીતર્સબર્ગના કામ કાજની સંભાળ રાખવી. એટલો બંદોબસ્ત કરીને રાજકાજની વ્યવસ્થા કરવાને માસ્કોમાં આવ્યો. કારણ કે તુર્કસ્તાનના સુલતાન સાથે લડાઈમાં ગુંથાયા પછી રાજકારભાર તરફ મારાથી ધ્યાન લગાડાશે નહિ એવી તેની પક્કી ખાત્રી હોવાથી તેણે ગોઠવણ કરી તે આ પ્રમાણે આઠ ગૃહસ્થોની એક મંડળી નીમી. તેમાં ગાલિટંઝિન અને દોલગોરોર્કાને મુખ્ય બનાવ્યા. તે લાગલાજ તેમને એક ભજન મંદીરમાં તેડી જઈ, ત્યાં ઝાર, અમીરો, અને બીજાઓની સમક્ષ, તેમણે એવા કસમ ખાધા કે, "અમે અમારાં બધાં કામો ઈશ્વર ઉપર નિષ્ટા રાખીને ઈમાનદારીથી બજાવીશું; ન્યાયથી ચાલીશું, ઈનસાફ બરાબર કરીશું: અને કોઈના ઉપર નાહક જુલમ જાસ્તી થવા દઈશું નહિ. તથા રાજના લાભ તરફ નજર રાખીને પૈશાનો ખરચ કરીશું." એ કરી રહ્યા પછી લશ્કર તૈયાર કરવામાં એક મોટી અડચણ એ પડી કે, લશ્કરમાં નાના હોદ્દા ઉપર જે લોકો હતા તે સઘળા હલકા કુળના હોવાથી તેમને મોટા હોદ્દા આપવાનું દુરસ્ત લાગ્યું નહિ; અને કુળવાન પુરૂષો ફોજમાં દાખલ થાય નહિ. ને તેવા હોદ્દા પુર્યાવિના કામ આગળ ચાલે નહિ. એ વાત પીટરને માલમ પડતાંજ એવો ઠરાવ કર્યો કે, અમુક ઉમરના અમીરજાદાએ. એ લશ્કરની અમુક જગા લેવીજ જોઇએ. એ હુકમ તેમણે કબૂલ કર્યો; તેથી લશ્કરની ગોઠવણ જેવી જોઇએ તેવી થઈ.

એવી રીતે માસ્કોના રાજ્યકારભારનો બંદોબસ્ત કરીને તુર્ક સાથે જે લશ્કર લડવા જવાને તૈયાર થયું હતું તેને

મળવાસારૂ ઝારની સ્વારી નીકળી. તે દહાડે ફરીથી એક વાર જાહેર કર્યું કે, કયાથેરાઇન મારી પટ્ટરાણીછે. ખરેખાત એ સ્ત્રી પુરૂષ વચ્ચે પરસ્પર અત્યંત પ્રીતિ હતી. એ સ્ત્રી જેવી રૂપવંતી અને ગુણવંતી હતી, તેવી બહાદુર પણ હતી. માટે ઝારની સ્વારી જ્યારે તુર્કી સુલતાન સાથે લડવાને જવા નીકળી ત્યારે પોતાને સાથે તેડી જવા સારૂ તેણીએ ઘણો આગ્રહ કર્યો. પણ આ સ્ત્રીરત્ન અતિ સકુમાર માટે એનાથી પ્રવાસનું કષ્ટ શેસાશે નહિ. ઘણી થાકી જશે. એમ મનમાં આવવાથી પીટરથી તેને હા કહેવાય નહિ. તેમજ તેના પ્રેમથી તેનું અંતઃકરણ ભરાઈ ગએલું હોવાથી તેને ના પણ કહેવાય નહિ. અંતે તેને સાથે લીધાવિના તેનો છુટકો થયો નહિ. જુવો ! યુદ્ધ પ્રસંગ ઘણો ભયંકર હોયછે, તેમાં સુખ મળવાની આશાતો થોડીજ; તથાપિ સંકટ આવવાનો સંભવ ખરો; તે એ ચતુર સ્ત્રીની જાણમાં આવ્યું નહોતું એમતો નહિજ; પણ ઝાર ઉપર તેનું અતિશય હેત તથા તેના વગર તેને એક પળે કળવળતી નહોતી. માટે તેની સાથે થઈ. તેનો જન્મ હલકા કુળમાં થયો હતો; તથા તેને ભણાવવા ગણાવવાની કોઇએ ઘણી કાળજી કરી નહોતી. તથાપિ તેને સ્વાભાવિક રીતે પરમેશ્વરે ઉત્તમ ગુણો આપ્યા હતા. બીજાનાં મન કેમ વાળી લેવાં, ગુસ્સો કેમ નરમ પાડવો; અને કોઇનું મન ન દુખવતાં પોતાની મતલબ કેમ પાર પાડવી, એ કળા તેનામાં સંપૂર્ણપણે વસતી હતી. વળી તે મોટી મોહિની રૂપ હતી. તેથી તે પીટરને પોતાના જીવ કરતાંએ વહાલી લાગતી હતી; ખરેખરજ તે પાસે હોય ત્યારે જેટલું પીટરને સુખ થતું, તેટલું બીજી કોઈ વાતથી થતું નહોતું. ઘણું તો શું, પણ કોઈ કારણથી પીટર અત્યંત ક્રોધાંધ થઈ ગાંડા જેવો થઈ જતો, ત્યારે તેને તેની પાસે મોકલતા એટલે

લાગલો તેનો બધો ક્રોધ ઉતરી જઈ, શુદ્ધિમાં આવીને તેની સાથે ખુશીથી વાતચિત કરતો. એમ ઘણીવખત બનતું. એવું તે વેળાના ગ્રંથકારોએ લખી રાખ્યુંછે. વળી જનરલ ગાર્ડનનું મત એવુંછે કે, "તે અતિ ઉત્તમ સ્વભાવની હતી માટે તેને એટલી વહાલી હતી; બીજું કાંઈ કારણ નથી. તે કદી કોઈ જોડે રીસાતી નહોતી, તથા કોઈ વાર કોઈ ઉપર ક્રોધ કરતી નહોતી; તેણીએ કદી કોઇનું અપમાન કર્યું નથી. તથા કોઇએ તેનું લગારેક કામ કર્યું તો તેનો ઉપકાર માન્યાવિના રહી નથી. વળી પરહિત કરવાનો પ્રસંગ આવ્યો તો તે કદી ફોગટ જવા દેતી નહિ. તોપણ તે પોતાની આગલી અવસ્થા ભુલી ગઈ નહોતી." વ્હાલતેર એમ કહેછે કે, "ક્યાથેરાઇનના વચ્ચે પડવાથીજ પીટરનો ગુસ્સો નરમ પડીને કેટલાક બિચારા નિરાપરાધી માણસો ફટકાના મારથી બચ્યા, અને કેટલાએકના તો પ્રાણ જતા ઉગાર્યા; એના જેટલો ઉપકાર તો લીફોર્ટથીએ થયો નહોતો." એ અબળાનું મુળ જોવા જઇએ તો છેક હલકા કુળની હતી; અને તે પોતાના સ્વરૂપ અને ગુણવડેજ આટલી મોટાઇએ પહોંચી હતી. તોપણ તે કોઇનેજ અળખામણી થઈ નહોતી; એ ઉપરથી તેના સ્વભાવની લાયકી મોટી હતી એમ કહેવું જોઇએ.

ગરીબીમાંથી વૈભવે ચડેલા માણસને આગલા દહાડા સાંભરતા નથી તથા તેવી હાલત માંહેના ઓળખીતાઓની જોડે ઓળખાણ રહેતું નથી એવા પ્રકાર દુનિઆમાં ઘણા દેખાય છે, અને તેના ઉદાહરણમાં ગ્યાસુદીન બુલબનનું વૃત્તાંત હિંદુસ્તાનના ઇતિહાસમાં મોજુદ છે. પણ એ વાત ક્યાથેરાઇનને લાગુ પડતી નથી. તે પૃથ્વીપતિની પટરાણી થઈ બેઠી હતી, તોપણ તેને તેના પેહેલા દુઃખના દહાડા હમેશાં યાદ હતા. તે વેળાના ઓળખાણવાળું કોઈ માણસ

તેની નજરે પડતું. તો તેને ઘણું માન આપીને તેની સાથે આગળની પેઠેજ મોકળા મનથી બોલતી. તથા તેની યોગ્યતા પ્રમાણે તેની પરોણા ચાકરી કરતી. વળી તે પેહેલાં ગલ્ક પાદરીને ત્યાં હતી ત્યારે તેનાં છોકરાંને શીખવવાસારૂ વરંબ નામે એક ગૃહસ્થ રાખ્યો હતો, તે એકવાર તેની નજરે પડ્યો, ત્યારે તેને આગુખાં બોલાવી મંગાવીને કહ્યું, "અરે, તમે હજી જીવતા છો? બહુ સારૂ હું તમારી ઉપજીવિકાની તજવીજ કરી આપું છું." એમ બોલાવીને તરત તેને કંઈ વર્ષાસન કરી આપ્યું. વળી ગલ્કના કુટુંબની પણ સારી બરદાસ લેતી હતી. એટલે તેની બાયડીને વર્ષાસન બાંધી આપ્યું તથા તેના છોકરાને ચાકરીમાં રાખ્યો અને તેની બે છોકરીઓને પોતાની પાસે રાખીને ઉછેરી. એ ઉપરથી તેને પેહેલાના દોહેલા દહાડા કેટલા યાદ હતા તે ધ્યાનમાં આવશે.

એ રાણીના આગ્રહથી પીટર તેને સાથે લઇને પોતાના મુખ્ય લશ્કરની છાવણી સોરોકતમાં હતી ત્યાં આવી પહોંચ્યો. ત્યાં બધું મળીને આશરે ત્રીશહજાર લશ્કર હતું. એવું બ્રૂસ નામે ગ્રંથકારે લખેલુંછે. તે લશ્કરના પાંચ સરખા ભાગ કરીને તેમાંના એકની સરદારી પોતે લીધી, ને બીજા ચાર ભાગની સરદારી જૂદા જૂદા ચાર સરદારોને સોંપી એ ફોજની સાથે તોપખાનુંએ જબરૂં હતું. ત્રીશ હજાર સ્વારની એક ટોળી તુર્ક સરકારનો એક મોટો કિલ્લો જીતી લેવાસારૂ તથા તેનો દારૂગોળો પડાવી લેવા સારૂ મોકલી હતી. અને કેટલાક લોકોની પલટણો તેને આવી મળવા સારૂ નીકળી ચુકી હતી. તે બધા એકઠા થાત તો તેની પાસે એકલાખ ત્રીશહજારની સંખ્યા થાત. પણ તેમને આવી પહોંચતાં વાર લાગી માટે આ અણીની વેળાએ તેની પાસે ચાળીશહજાર કરતાં વધારે ફોજ નહતી. એમ એક ઠેકાણે લખેલુ છે.

તથાપિ કોઇની વાટ ન જોતાં એકદમ લડાઇનો આરંભ કરવાને પીટરે ઠરાવ કરીને સખ્ત હુકમ ફરમાવ્યો કે લશ્કરની સાથે જે બૈરાં છે તેમણે પાછળ રહેવું જોઇએ. એ પરથી ક્યાથેરાઇને તેને એવી વિનંતી કરી કે, "કૃપા કરીને મને સાથે તેડવી જોઇએ. આપની જુદાઇનું દુઃખ મારાથી ખમાવાનું નથી." તેનો પીટરે જવાબ દીધો કે, "તું ઘણી સકુમાર છે; વળી જે દેશમાં જવું છે તે ઘણો કરડો અને ભયાનક છે. તથા લડાઇને પ્રસંગે કેવી વેળા આવશે તે કંઈ નકી ધારી શકાય નહિ. માટે તું સ્વદેશમાં નિરાંતે રહે, એમ મને તો ઠીક લાગે છે પછી તો તારી મરજી!" એ સર્વ બોલવું તેણે સ્થીરતાથી સાંભળી લીધું, તથાપિ તેનું મન લગારે ડગ્યું નહિ અને સાથે જવાની જીદ છોડીએ નહિ. આખરે પીટરને સાથે તેડવાની હા કહેવી પડી. તે ગાડીમાં તો ક્વચિત્તજ બેસતી; પણ હમેશાં ઘણા વખત સુધી ઘોડા ઉપર બેશીને એકાદા કસાયલા સરદારની પેઠે પોતાના લશ્કરની અગાડી ચાલે અને બહાદૂર જણાય. તેથી પીટરના સિપાઇઓને પણ લડવાને શૂર ચડે. વળી કોઈ સિપાઈ કે સરદાર આજારી પડ્યાનું તેને જણાય કે તેને સારૂ ઓસડ અને રૂચક ભોજન મોકલી દે. તેથી રૂશિઅન સિપાઇઓ તેને ઘણા ચહાએ અને માન આપે એમાં શી નવાઈ ? જ્યારે પોતાની રાણી સાથે લીધેલી સાંભળીને બીજા સરદારોએ પણ પોતાની બઈરીઓ સાથે તેડવાની રજા મેળવવા બાબત રાણીની મારફતે અરજ કરી. તે તેમને મળી. એવી રીતે આ સ્વારીની સાથે જનાનખાનું ચાલ્યું. તે બાબત એક ગ્રંથકાર એમ કહે છે કે, "જનાનો સાથે હતો તેથી પીટર અને તેના લશ્કરનો બચાવ થયો. નહિતો, તેની તો શું પણ આખા રૂશિઅન રાજ્યની ધુળધાણી થઈ હોત. આ ગ્રં-

થકારના કેહેવાની મતલબ વાંચનારને હવે પછીની હકીગત ઉપરથી સમજાણુ પડશે.

પીટરની સ્વારી જાસ્સી શેહેર તરફ ચાલી. ત્યાં જતાં રસ્તામાં તેણે વાલાકિયાના રાજા સાથે કોલકરાર કરીને તેને પોતાના પક્ષમાં લીધો, તથા તેને મદદ કરવાનું વચન આપ્યું. પણ તે કંઈ ઉપયોગમાં આવ્યું નહિ, ત્યારે ઝાર આગળ ચાલ્યો. તથાપિ તે વખત પીટરને અનુકુળ નહોતો. માટેજ નવાં નવાં સંકટો ઉત્પન્ન થતાં ગયાં. પ્રથમ તો તેના લશ્કરની પુંઠે તીડો પડ્યાં, એવી રીતે કે તે તેના લશ્કરની સાથે ચાલીને રસ્તામાંનો ઝાડપાલો અને ઘાસનો વિધ્વંશ કરી એવું કર્યું કે બારબરદારી જનાવરોને તથા સ્વારોના ઘોડાને લગાર મોડું હલાવવાની જગાએ રહી નહિ. તે એટલે સુધી કે ઝાડોની કુમળી કુમળી છાલ સુધાંએ તેણે રેહેવા દીધી નહિ. તો પાંદડું તો શેનું થાય? તેને નસાડવા સારૂ રૂશિઅન સરદારોએ પુષ્કળ તોપો અને બંદુકો ફોડી પણ તેથી તેઓનો ઉપદ્રવ લગારે કમી ન થયો એથી બધા લોકો છેક નિરાશ અને ઉદાશ થઈ ગયા.

તો પણ પીટરે હિંમત છોડી નહિ. તે સમયે બ્રુસ નામે એક ઇંગ્રેજ સરદાર તેના લશ્કરમાં ચાકરી ઉપર હતો. તેણે એ બાબત ઉપર લેખ છે, તેમાં લખે છે કે, "તારીખ ૧૮મી જુને પ્રુથ નદી આવી પોહોંચી. ત્યાં અમારા બારખાનાના ઘોડાઓએ ભુખ્યા રહી અતિશય પાણી પીવાથી તેમાંના કેટલાક તત્કાળ મરણ પામ્યા. ૨૧મી તારીખે અમે પ્રુથ નદીના કાંઠા ઉપર ચાલતા હતા ત્યારે ફરીને અમને તીડના મોટા ટોળાએ પકડ્યા. તે અમારો કેડો મુકતાં નહિ અમારી સાથે તે પણ ચાલતા અને અમે જ્યારે મુકામ કરતા ત્યારે સઘળા લશ્કરમાં પથરાઈ જતાં. એમ ૨૭મી તારીખ સુધી ચાલ્યું તેજ દહાડે તુર્કી લશ્કરને પ્રુ-

ય નદી ઉતરતું દીઠું. તેને અટકાવવા સારૂ કેટલુંક લશ્કર આપીને પીટરે જનરલ જાનસનને મોકલ્યો, પણ તેમ કરતાં તેને ઘણો વિલંબ લાગવાથી તુર્કી લશ્કર નદીને આ પાર આવ્યું. તેમાં બે લાખ માણસો હતાં."

એ પ્રચંડ સેના નજરે પડતાંજ પીટરે લડવાની તૈયારી કરી. ત્યારે એમને આપણા સ્વારોથી ઘેરી લઇને તેની સાથેથી નદીનો સંબંધ તોડી નાખવાનું તુર્ક સરદારના મનમાં હતું.અને તેમ કરવાને તેણે ફાંફાંએ ઘણા માર્યાં પણ તે બધાં ફોગટ ગયાં. કેમકે પીટરે પોતાના લશ્કરની હારની હાર છેક નદીની જમણીમેર સુધી ઉભી કરી. તથાપિ પીટરના લોકો ઘણા નાઉમેદ થયા છે. તથા તેના ઘોડા ઘણા મુવા છે. માટે તેમણે પોતાના સામાનને આગ લગાડી છે વગેરે માઠી હાલત તુર્ક સરદારોને જણાઈ. જુવો પોતાનો સામાન દુશ્મનને હાથ ન જાય વાસ્તે એ યુકિત રૂશિઅનોએ કરી. તેનો પરીણામ ઉલટો થયો એટલે તેથી ફાયદાની વાત તો કોરાણે રહી ને નુકશાન થયું. રૂશિઅન લશ્કરમાં એવી અવ્યવસ્થા માલમ પડતાંજ તુર્કોએ તેમના ઉપર ધશી જવાનો ઠરાવ કર્યો. એટલે તેમને હારવાની બીક મુળે રહીજ નહિ. એ આવનારા હુમલાથી ચેતીને પીટરે પોતાના લશ્કરને કિનારા ઉપર ચોરસ આકૃતિમાં ઉભું રાખ્યું. તેમાંની ચોથી બાજુ નદીની લગો લગ હતી. એ ચોરસની વચોવચ ગાડાંઓનું કુંડાળું કરીને તેની વચ્ચે જનાનો રાખ્યો. એ ચોખુણ ઉપર તુર્કી લશ્કરનો મારો સરૂ થયો. આ અવસરે રૂશિઅનો મુળે તો ઘણા થાકથી કંટાળેલા વળી તેમનો સામાન સરંજામ ખુટવા આવ્યો. અને જોરાવર શત્રુએ તેમને ત્રણ તરફથી ઘેર્યા તેને લીધે તેના જીવને પુછવું જોઇએ. બીજાથી તેના વિષે વિચારે બંધાશે નહિ. એવા માર એકદમ ત્રણ દહાડા

સુધી આવ્યો હતો. તેથી હવે તો પીટર પણ ગભરાયો ને શું કરવું તે સુઝે નહિ. આખરે તેને સુઝયું કે ગમે તે થાઓ પણ તેની સામે લડવું કે તેને શરણ જવું એ વગર બીજો રસ્તો નથી. એટલામાં ચોથે દહાડે પોફાટતાંજ કોઇએ આવીને તેને કહ્યું કે લડાઈનો સરંજામ બધો ખુટી ગયાથી સરદાર લોકો મોટી પંચાયતિમાં પડેલા છે, એ શબ્દો કાને પડતાંજ, ઘોડા ઉપર બેશીને ઘેરામાંથી નાશી જવાનો મનસુબો કરી પોતાની સાથે આવવાને કેટલાએક સરદારોને તેણે કહ્યું. એમ બ્રુસ સાહેબ લખે છે. તથાપિ પોતાના વહાલા બહાદૂર સિપાઈઓ તથા જીવથી વહાલી પટરાણીને દુઃખમાં નાંખીને નાશી જવાનું મન પીટરને થાય, એવું તેના સ્વભાવ ઉપરથી ધરાતું નથી. તેને માટે સુજ્ઞ ગ્રંથકાર વ્હાલતેર એમ વર્ણન કરે છે કે; "લડીને મને પોતાને, મારા લશ્કરને, તથા મારી પ્રાણપ્યારીને મહા દુઃખમાં નાંખવી કે બીજું શું કરવું, એવા વિચારમાં ગુંગળાઈ જઇને તે એકલો પોતાના તંબુમાં જઈને બેઠો અને તે તંબુનાં બારણાં બંધ કરીને એવી તાકીદ કરી કે કોઇને પણ માંહે આવવા દેવા નહિ. એ ખબર કાથેરાઇનને થતાં તે લાગલી તંબુમાં ગઈ. એથી હમેશના ધારા પ્રમાણે તેના મનને લગાર શાંતી થઈ. અને તેને સાથે તેડી લાવ્યાનું ફળ તે વખતે તેના અનુભવમાં આવ્યું."

સામા આવી પડેલા સંકટની મોટાઈ ક્યારથેરાઇને સ્પષ્ટ જાણી. તે તેણે પોતાના પતિના મનમાં ઉતારીને પીટરને પોતાના વિચારની સાથે મળતો કર્યો. પછી બંનેના અનુમતથી એવું ઠરાવ્યું કે, એક વકીલ જોડે કેટલોક કિમતી નજરાણો આપીને તેને તુર્કી સરદાર સાથે કોલકરાર કરવાને મોકલવો. એમ ઠરાવીને રાણીએ પોતાના અંગ ઉપરનાં કિંમતી ઘરેણાં કાઢી આપ્યાં. તેમજ લશ્કર માંહેના બીજા

લોકો પાસે જે ઘણાં કિંમતી જવાહીર હતાં તે તેમની પાસે લઈ તેનું મુલ માસ્કો ગયા પછી આપવાની કબૂલતોની ચીઠી લખી આપી. એ નજરાણા સાથે એક કાગળ આપીને શાફિરાથ નામના એક પ્રધાનને તુર્ક સરદાર પાસે મોકલ્યો; અને એવી રીતે શત્રુનું મન શાંત કરીને તેણે તેની જોડે તારીખ ૨૩ મી જુલાઈએ કોલકરાર કર્યા. તેમાં ઘણી કલમો હતી. તેમાંથી બે ત્રણ જાણવા જેવી કલમો આ પ્રમાણે હતી.—ઝારે પોલાંડના લોકો સાથે કોઈ રીતનો સંબંધ રાખવો નહિ. આઝોફ લીધેલું છે તે પાછું આપવું; અને સ્વીડનના રાજા ચાર્લસને પોતાની રાજધાનીમાં જવા સારૂ પોતાના દેશમાંથી નિર્ભયપણે જવા દેવો. એ બધી વાતો ઝારને કબૂલ કરવી પડી એટલુંજ નહિ પણ તે અમલમાં આવે ત્યાં સુધી ઓલમાં રહેવાને પોતાના એક બે સરદારને પેલા તુર્ક સરદારને સ્વાધીન કરવા પડ્યા. જુવો પીટર આવડો પરાક્રમી છતાં તેને પણ આવો અનિષ્ટ પ્રસંગ આવી પડ્યો! કાળ ફર્યો એટલે યશ સંરક્ષણ પરમ દુષ્કર થાય છે.

પેલી મેર બારમો ચાર્લસ બેંદરમાં હતો, તેના છેકજ બુરા હાલ થયા હતા. તેને તુર્કી પ્રધાનો સાથે વેર પડ્યું હતું, માટે તે પ્રધાન મંડળને સુલતાન પાસેથી કડાવી મુકવા સારૂ ઘણીએ તદબીરો કરી પણ તેથી ઉલટું એમ બન્યું કે, સુલતાન તરફથી તેને ખરચ સારૂ જે રકમ મળતી હતી, તે બંધ થઈ ને ઉલટું તુર્કી અમલમાંથી નીકળી જવાનો હુકમ નીકળ્યો! જુવો નશીબની ગતી કેવી ન્યારી છે! જે પુરૂષ મરજીમાં આવે તેને રાજા બનાવવાને શક્તિ ધરાવતો હતો, તેને રહેવાને ઠેકાણું અને ખાવાને અન્ન મળવાના સાંસા પડ્યા! એવા ઇતિહાસના દાખલાઓ જોઇને ધનવાન પુરૂષોએ સાવચેતી રાખવી જોઇએ.

ઉપર કહેલા પીટર અને તુર્ક સરકાર વચ્ચે કોલકરાર થવાથી સઘળે શાન્તી થઈ. તોપણ ચાર્લ્સે પોતાની ખટપટ છોડી નહિ. પીટર સાથે લડવાને જે તુર્કી લશ્કર આવ્યું હતું તેના મુખ્ય સરદારી સુલતાને પોતાના વજીરને આપી હતી. તે વજીર પાસે ચાર્લસ ગયો, અને તેણે જાતે વજીરને એમ કહ્યું કે, "તમારા સપાટામાં ઝાર એટલો સપડાયા છતાં, તમે તેને કેદ ન કર્યા એ મોટી ભુલ કરી" તેના જવાબમાં વજીરે કહ્યું કે, "અરે, હું જો તેને પકડીને કેદ કરત, તો તેનું રાજ્ય કોણ ચલાવત? હું તમને ખરેખર કહુછું કે, "રાજાએ પોતાનું ઘરબાર છોડીને આવા પરદેશમાં કદી ન આવવું." વારૂ એટલું થયું તોપણ ચાર્લસે મુંગા રહેવું હતું કે નહિ? પણ તેનાથી નિરાંતે બેસાયું નહિ. વળી તેણે વજીરને કહ્યું "અરે, હજી મને વીસહજાર લશ્કર આપો હું તેને બાંધીને લાવુછું" તે ઉપર વજીરે જવાબ દીધો, "છિઃ છિઃ એવી વાત મોડેથી બોલવી પણ ન જોઈએ. અમે તેની જોડે કોલકરાર કર્યા, અને તે અમલ આણવા સારૂ ઓલમાં આપેલા લોકોને પણ કબુલ કર્યા, અને હવે તેને આવો વિશ્વાસઘાત કરવો કે!" એ જવાબ સાંભળતાંજ ચાર્લસને પગથી માથા સૂધી જ્વાળા લાગી. બીજવાઈ જઈ તેણે પોતાના પગ અફાળી તથા વજીરનો ડગલો ચીરી નાંખીને ઘોડા ઉપર બેસી સીધો રસ્તો લીધો. એવી પ્રકૃતિને શું કહેવું વારૂ!



## ભાગ પાંચમો.

આપણા પ્રધાને પીટરનો પરાભવ કરીને તેની પાસે મન ગમતો કરાર બન્ધાવી લીધાનું સાંભળીને સુલતાનને પરમ સંતોષ થયો. અને તાલ્સ્તાય નામે રશિઅન વકીલ

જે સાત બુરૂજના કિલ્લામાં કેદ રાખ્યો હતો, તેને છોડી મુકવાની પરવાનગી આપી. તથા શાફિરાફ અને ટૅાલ્સ્ટોઈ નામે ગૃહસ્થોને ઓલમાં આણેલા હતા તેને સારૂં આદરમાન આપ્યું.

આણીમેર તહનામામાં લખ્યા પ્રમાણે જે જે ઠેકાણાં તુર્ક સરકારને આપવાનાં હતાં તે લાગલાંજ પીટરે મુકી દીધાં. તોપણ એના કરતાં વધારે અનુકુળ કરાર લખાવી લેવા વિષે સુલતાનના મનમાં કોઇએ વેહેમ ઘાલવાથી ફરીને નવો કરાર કર્યો. તેના ઉપર પીટરના હુકમથી તાબે્સ્તાયે સહી કરી.

ચોથા ભાગમાં કહેલી લડાઈ પતાવીને પીટર પાછો આવ્યો ત્યારે તેની પ્રકુતિ અતિશય મેહેનત અને ફિકરથી છેક બગડી જવાથી હવા ફેર કરવા સારૂ કાર્લસબાદમાં* જઈ રહ્યો. ત્યાંથી તેણે એવો હુકમ ફરમાવ્યો કે, સ્વીડનના તાબાના પોમરાનિયા પ્રાંત ઉપર હુમલો કરવો તથા ક્ષાલાંડ ઉપર છાપો મારીને તે લેવું. એટલે જર્મનીમાં ચાર્લ્સનો તલમાત્ર અમલ રેહેશે નહિ. એ પછી થોડા દહાડા રહીને ઝાર કાર્લસબાદથી ડ્રેસડનમાં આવી રહ્યો. ત્યાં તેનો છોકરો આલેક્સિસ મળ્યો. એ વેળાએ આ રાજપુત્ર આસરે બાવીસ વર્ષનો હતો. એ બાપ દીકરા ત્યાંથી નીકળીને થર્ગોમાં ગયા. ત્યાં જર્મનબાદશાહની રાણીની બેન જોડે આલેક્સિસના લગ્નની સર્વ તૈયારી થઈ હતી. એ કન્યા તે વખતે આઠ વર્ષની હતી. પણ આલેક્સિસ છેક બગડેલો અને બદચાલનો હોવાથી તેની સાથે કદી બન્યું નહિ.

આ લગ્ન સમારંભમાં ક્યાથેરાઇનને રાખી નહોતી. તેને થાર્નમાં મુકી હતી, કેમકે તેનાં લગ્ન આપણી સાથે

---

*એ શેહેર આસ્ત્રીઆમાં છે.

જેવાં સંસ્કારપૂર્વક થવાં જોઇએ તેવાં ન થએલાં હોવાથી તેનો જર્મન લોકો જોઇએ તેવો માનમરતબો રાખશે નહિ તો તેને અમસ્થુ ગુસ્સે થવાનું થશે, વાસ્તે તેવો વખતજ આવવા દેવો નહિ એમ પીટરની ધારણા હતી. એ લગ્નની ધામધુમ પતા પછી ઝારની સ્વારી તારીખ ૧૯ મી ડીસેંબર સન ૧૭૧૧ ને રોજ પાછી પીતર્સબર્ગ શેહેરમાં ગઇ. ત્યાં તેના મનમાં આવ્યું કે, ક્યાથેરાઇનનાં લગન આપણી સાથે સંસ્કારપૂર્વક થયા વગર યુરોપનાં રાજ્યોમાં તેનો બરાબર માન મરતબો રેહેશે નહિ, માટે તે સંસ્કાર કરી નાંખવો જોઇએ. તે મુજબ ઇ. સ. ૧૭૧૨ ના ફેબરવારી માસની ૨૯ મી તારીખે તે સંસ્કાર મોટા ઠાઠથી યથાવિધિ કરી નાખ્યો. તે વેળાએ શેહેરને સણગારીને પુષ્કળ દારૂખાનું ઉડાવ્યું હતું.

પીટર એવા ગુંથાયો હતો ખરો તોય, સેંટ પીતર્સબર્ગ શેહેરનો તથા રાજ્યનો સુધારો કરવા તરફથી તેનું ધ્યાન ખસ્યું નહોતું. એ વાસ્તે તેણે કેટલાંક નવાં વહાણો બાંધવાનું કામ સરૂ કર્યું; બંદુકો અને તોપો બનાવવાનાં કારખાનાં સંપૂર્ણપણે તૈયાર કરાવ્યાં, કેટલીક નવી નેહેરો ખોદવાનો ઠરાવ કર્યો; કેટલાક નવા રસ્તા બાંધ્યા; પરદેશ સાથે વેપાર કરવાને ઉત્તેજન આપ્યું. પીતર્સબર્ગમાં વળી બીજાં નવાં મકાનો બાંધવાનો હુકમ ફરમાવ્યો. અને રાજ્યકારભાર કરનારી મંડળીની જે સભા આજ સુધી માસ્કોમાં ભરાતી હતી, તે હવેથી પીતર્સબર્ગમાં ભરવાનો ઠરાવ કર્યો.

બારમો ચાર્લસ બેંડરમાં તુર્કી સરકારની ઉદારતા વડે નિર્વાહ કરીને તેની સાથેજ રકઝક કરતો હતો ત્યારે પેલીમેર પીટરે ડેનમાર્ક અને સાક્સનીના રાજાને પોતાની તરફ કરી લઇને તેની મદદવડે પોમરાનિઆ પ્રાંત ઉપર હલ્લો

કરવાનો વિચાર કર્યો. તેની સઘળી તૈયારી થઈ, અને મૅન્શિકાફને ત્રીશહજાર લશ્કર સાથે બંને લશ્કરને મદદ કરવા સારૂ ઝારનો હુકમ થયો. પીટર જાતે પોતાની પટરાણી સહિત મોટા લશ્કર સાથે પ્રથમ આલસંડમાં આવીને તેના ઉપર છાપો મારીને તે લીધું. એની સામા સ્વીડન તરફથી સ્તીનબાક નામે સરદાર અગીઆર બાર હજાર લશ્કર લઈને એ ત્રીકુટસેના સામા ટક્કર લેવા સારૂ આવ્યો હતો. તેનું તથા ડેનમાર્ક અને સાક્સનીનું લશ્કર પાસે આવી પહોચ્યું ત્યારે પીટરનું લશ્કર તેનાથી ત્રણ ચાર ગાઉ પછવાડે હતું. માટે પીટરે કહાવી મોકલ્યું કે, અમે જલદીથી તમને આવીને મળીએ છીએ. એટલા વખતમાં તમે દુશ્મન ઉપર હુમલો કરવાની ઉતાવળ કરશો નહિ. તથાપિ ડેન સરદારને એમ લાગ્યું કે, રૂશિઅન લશ્કરની વાટ જોઈને તેને આપણા જશમાં ભાગીઆ કરવા કરતાં દુશ્મન ઉપર હુમલો કરીને પોતાનું પરાક્રમ પ્રગટ કરવું એ વધારે સારૂ છે. એવા વિચારથી તેણે સ્વીડ સેના ઉપર હુમલો કરીને એખલાએ જશ મેળવવાનો મનસુબો કર્યો. પણ તેમાં તે ફાવ્યો નહિ. તે છેક હારી ગયો અને સ્તીનબાકની ફતેહ થઈ.

સ્તીનબાક શૂરો અને બુદ્ધિમાન યોદ્ધો હતો, તથાપિ તેનો સ્વભાવ લગારેક અભિમાની અને દુરાગ્રહી હતો. તેની આ ગાદીબસ્ક આગળની લડાઈમાં જીત થવાથી ગાજતે વાજતે આલસોના ગામમાં પેઠો. ત્યાંના લોકો વેપાર ધંધો કરીને પોતાનું ગુજરાન ચલાવતા હતા, અને કદીએ કોઈની તરફેણ કરીને હથિઆર પકડ્યાં નહોતાં. એમ છતાં આ દુષ્ટે તે ગામનાં ઘરોને મધરાતે સળગાવી દઈને તેમાંનાં બધાં માણસોને નાશી જતાં પકડીને પેલી સળગતી હોળીમાં ઝોકાવી દીધાં! ખરૂં જોતાં એ બિચારા છેક

નિરપરાધી હતા, તથાપિ તેના ઉપર એવા ગજબ ગુજર્યા. જુવો દુનિઆમાં કેવી વિલક્ષણ રીત ચાલે છે! પણ સ્તીનબાકની પછવાડે તરત પીટર ત્યાં આવ્યો. ત્યારે તેના રહેવાશીની આવી દુર્દશા જોઇને ઘણો દલગીર થઇ બચેલા લોકોને મદદ સારૂ તેણે થોડા થોડા પૈસા વેહેંચ્યા. ત્યારપછી સ્તીનબાક ફ્રેડરિકસ્ટાડ નામે શેહેરમાં જઇ રહ્યો. ત્યારે પીટરે તે શેહેર ઉપર હુમલો કરવાથી સ્તાનીબાક નાશીને તાનિનજેનમાં જઇ ભરાયો. એમ થતાં શીઆળો આવ્યો. તેથી રૂશિઅન લશ્કર પોતાની છાવણીમાં જઇ રહ્યું અને પીટર પોતાની રાજધાનીમાં આવ્યો.

ત્યાર પછી તે પોતાની જોડે મોટું આરમાર લઇને ફિનલાંડમાં ગયો, અને તેમાંના મોટાં શહેરો નામે આબો તથા બોર્ગો જે સ્વીડ સરકારના હાથમાં હતાં તે મોટું પરાક્રમ કરીને જીતી લીધાં. એ આબો શહેરના એક મોટા વિદ્યાલયમાં પુષ્કળ પુસ્તકો હતાં તે બધાં પોતાની નવી રાજધાની પીતર્સબર્ગની પાઠશાળામાં મોકલાવ્યા ને ગાલિતઝિનને ત્યાંનો હાકેમ બનાવીને પોતે પોતાના રાજ નગરમાં આવ્યો. ગાલિતઝિને સ્વીડ લશ્કરની પૂંઠે લાગીને તેને તાંહર્તસમાંથી હાંકી મૂક્યું અને કેટલીક તોપો તથા ઘણો સામાન તેની પાસેથી છીનાવી લીધો. આણીગેર પીટર રાજ નગરમાં પાછો આવ્યો ખરો પણ તેને નીરાંતે બેસવાનું મળ્યું નહિ. કેમકે તે સમયે સ્વીડ આરમારની ફિનલાંડમાં ઘણી ધામધુમ ચાલી રહી હતી, તેને ટક્કર આપવાને તેને તૈયાર થવું પડ્યું. એ સમયે પીટરના આરમારની ઘણી સારી તૈયારી હતી. તેથી રૂશ આરમારે સ્વીડ વહાણોને હરાવ્યાં. એ ફતેહથી પીટરને જે આનંદ વાપ્યો તે તેના પેટમાં નસમાય એવો ભારે હતો. એનું કારણ એમ છે કે, સ્વીડન દેશના લોકો અસલથીજ વહાણવટામાં ઘણા પ્રવીણ, તેના ઉપર

આપણે જીત મેળવી છે, એમ મનમાં આવવાથી તેને આવો મોટો આનંદ થયો હશે એમાં કંઈ નવાઈ નથી. જે વાત પાર પાડવા સારૂ માણસને ઘણો શ્રમ કરવો પડે છે. તે કામ સફળ થવાથી મનને જે સુખ લાગે છે, તેની કલ્પના વર્ણન કરવાથી કોઈના મનમાં આવશે નહિ. પણ તેની ખાતરી તો અનુભવથીજ થાય છે.

એવી રીતે ભરપુર ખુશાલીમાં રાજધાનીમાં દાખલ થતાંજ તેની પ્રીય પટરાણી ક્યાથેરાઇને નિર્વિઘ્નપણે એક કન્યાને જન્મ આપ્યાના સમાચાર મળ્યા. પછી બાકી શું રહ્યું.! હવે તો તેના આનંદનો પાર રહ્યો નહિ. કારણ કે પોતાને અતિશય વહાલી સ્ત્રી ગર્ભવંતી થઇને પૂરા દહાડા થવા આવ્યા એટલે દયાળુ, પ્રેમાળ અને કોમળ મનના ભરતારના અંતઃ કરણની હાલત કેવી થાય છે તથા તેને માટે તેને કેટલી ફિકર રહેછે, તેતો તેજ જાણે, અને પ્રિયા હેમ ખેમ પ્રસુત થઈ એટલે પોતાના માથા ઉપરનો જોખમ કેટલો ઓછો થયો તે તેનાજ સમજવામાં આવે છે. આ ઝાર અને ક્યાથેરાઇન વચ્ચે પરસ્પર તેવો પ્રેમ ભાવ હતો, માટે એ છુટા છેડામાનું સાંભળીને તેને નક્કી ઘણો સંતોષ થાય એમાં નવાઈ શી? એ કુંવરી એક વર્ષની થઇને મરણ પામી.

સ્વીડનના આરમારને આપણા નૈકાસૈને હરાવ્યાના સમાચાર સાંભળીને રૂશિઅન પ્રજા પણ ઘણી હરખ પામી. તેથી ઝારને કેટલાએક અમીર ઉમરાવોએ મોટી મોટી જિઆફતો આપી. તેમાં એક જિઆફત મેંઝિકાફે આપી, તેમાં બીજા પરોણાઓની સાથે એહરેનસ્કિલ્ડ નામે સ્વીડનૈકાધિપતિને કેદ કરીને આણ્યો હતો, તેને પણ તેમાં નોતરૂં દીધું હતું. તેમાં જમવા ખાવાનું કામ પત્યા પછી વાતો ચાલી, ત્યારે પીટરે એહરેનસ્કિલ્ડ બણી

આંગળી કરીને બેઠેલી મંડળીને કહ્યું, "અરે જુવો, આ શૂરા સરદારને કેટલી સાબાશી ઘટે છે! એ ઘણો નિમક હલાલ છે, અને પોતાના ધણીનો એ ચુંદો નોકર છે. એણે પોતાના શેઠનાં મોટાં મોટાં કામો બજાવીને બારે બારે ઈનામો મેળવ્યાં છે, અને મારા મોટા મોટા સરદારોના એણે જીવ લીધા છે, તોય જ્યાં સુધી એ મારી પાસે રહેશે ત્યાં સુધી હું એની સારી બરદાસ્ત કરીશ." પછી તે સરદાર ભણી વળીને કહેવા લાગ્યો, "કંઈ ફિકર નહિ; હું તમને તમારા બધા ગુન્હા માફ કરૂંછું; અને અહીં હું તમને કંઈ ઓછું પડવા નહિ દઉં; એ મારા વચન ઉપર તમે વિશ્વાસ રાખો, અને બેફિકર રહો." તેનો એંહ્રેનસ્કિલ્ડે જવાબ દીધો, "ઠીક છે. આપ જે મારા ઉપર પ્રીતિ દર્શાવોછો, તેથી હું આપનો ઘણો આભારીછું; હું મારા ધણી સાથે ગમેતો ગેર રીતે વર્ત્યો કહો; તથાપિ મને તો એમ લાગે છેકે, મારી જેજે ફરજો હું સમજતો હતો તેમાં ન્યુનાધિક મેં કશું કર્યું નથી. મેં રણમાં પડવાની ઘણી મેહેનત કરી, પણ મોત આવ્યું નહિ, તેમાં મારો ઉપાય નથી તો હવે પરમેશ્વર જેમ રાખે તેમ રેહેવું જોઇએ. તથાપિ દુઃખમાં સુખ એટલું છે કે હું આપના જેવા સુજાણ અને દયાળુ પ્રભુના હાથમાં આવી પડ્યો છું! આપનું નિરંતર કલ્યાણ થાઓ."

એટલું બન્યા પછી, પોતાના બીજા બેઠેલા લોકોને ઉદ્દેશીને બોલ્યો, "મારા સ્વદેશી ભાઇઓ, વીસ વરસ પેહેલાં હું વહાણો બાંધવાના કામમાં ગુંથાયો હતો. ત્યારે આપણા લોકોમાં આટલું શૂરાતન છે અને તે આવડા પ્રબળ લોકો સાથે લડીને ફતેહ મેળવશે, એવી કોઇને કલ્પનાએ આવી હતી કે? ઇતિહાસ કરતાઓનો મત એવો છે કે, ગ્રીસદેશ એ સરસ્વતિમાતાનું મૂળ સ્થાન છે; ત્યાં વિપરીતકાળ આવીને જ્યારે તેને રહેવાનું ઠેકાણું ન રહ્યું ત્યારે તે ઈટા-

સીમાં ગઈ, અને ત્યાંથી આખા યુરોપખંડમાં પસરી; પણ આપણા વડીલોના અભિમાનને લીધે તે કેટલીકવાર સુધી પોલાંડમાં રહી. પોલ અને જર્મન લોકો પેહેલાં છેક આપણી પેઠે અજ્ઞાનરૂપી અંધારામાં ગોથાં ખાતા હતા; તથાપિ ત્યાંના રાજ્યકર્તાઓના ઉદ્યોગ વડે ગ્રીકલોકો પ્રમાણે વિદ્યાજ્ઞાન કળાકૌશલ્ય અને બીજા સુધારાનો તેમણે ઉપભોગ કર્યો. તે વિદ્યાજ્ઞાનરૂપી સુખ ભોગવવાનો હવે આપણો વારો આવ્યો છે, એમ મને લાગેછે. તમે આજ્ઞા પાળક તો છોજ, અને જ્ઞાન મેળવવાનો ઉદ્યોગ કરો એટલે બસ. મારો અભિપ્રાય એવો છે કે, માણસના શરીરમાં લોહી જેમ ફરેછે તેમ વિદ્યાજ્ઞાન કળા ઈત્યાદિની મોટાઈ આ પૃથ્વીના પૃષ્ટ ઉપર ફરેછે. હાલમાં એ મોટાઈ બ્રિટન, ફ્રાન્સ, અને જર્મનીમાં છે, તે પોતાનો મુકામ ત્યાંથી ઉઠાવીને કેટલાંક વર્ષો આપણામાં કહાડવા સારૂ અહીં આવશે; અને ત્યાંથી પછી પાછી પોતાના અસલ મુળસ્થાન ગ્રીસમાં કદાચિત જશે. પરંતુ તે જ્યાં સુધી આપણામાં છે, ત્યાં સુધી તમે ઉદ્યોગ કરો, અને તેમાં ફતેહ મેળવા વિશ્વંભરની પ્રાર્થના કરો, એટલું હું તમારી પાસે માગુછું. અરે, જો પરમેશ્વર કૃપા કરશે તો હું અને તમે જીવતા છીએ એટલામાંજ એમ બનશે અને આપણા દેશભણી જોઇને બીજા દેશો અચંબામાં પડશે."

એ ભાષણ સાંભળીને તમામ શ્રોતાઓના મનમાં આનંદ અને અચંબો બંને સાથે ઉભા રહ્યાં, અને એવીજ મીજબાનીઓ બધા સરદારો તથા અમીરોને ઘેર વારાફરતી અમુક મુદતે થવાની ગોઠવણ થઈ. તેમાં તેમનાં બૈરાં, છોકરાં, છોકરીઓ આવીને તે તેમનાં સગાં વહાલાં જોડે નિરાંતે વાતો કરે, ખાય પીએ, અને હસે રમે એવો રીવાજ દાખલ થયો. એથી તે લોકોમાં બોલવા ચાલવાની

તથા ઉઠવા બેસવાની ઉત્તમ રીતિ દાખલ થઇ ને તેમનાં મન પ્રફુલ્લિત થયાં.

પીટરનું ખાવું પીવું નિયમિત હતું, તો પણ પોતાની પાસે જમવા બેઠેલા હોય તેઓ દારૂ પીને મસ્તી કરે તે જોવાનો તેને શોખ હતો. તે દરરોજ બરાબર બાર વાગતે જમતો, ને જમણ ઘણું સારું વાપરતો, ઊંચાં પકવાનો ઘણાં ખાતો નહિ. પણ તેને ઉનું ઉનું ખાવાનું ઘણું ગમતું માટે તે રસોડાની છેક પાસેના દીવાનખાનામાં જમવા બેસતો. અને રસોડાની બારીમાંથી ભાણું લઇને લાગલોજ ખાવા માંડતો, જમી રહીને તે એક વાગે સુતો ને બે વાગતે ઉઠતો, અને ત્યારથી તે રાતના દસ વાગતા સુધી પોતાનો સઘળો વખત ગમતમાં કહાડતો, અને રાતના દસ વાગે સુવે તે મળસકે બરોબર ચાર વાગતે ઉઠે, અને ત્યારથી તે જમવાની વખત સુધી પોતાના પ્રધાન મંડળને પોતાની પાસે રાખીને રાજ સંબંધી કામકાજ કરતો. એવો તેનો નિત્યક્રમ હતો. તે સાંજે જમતો નહોતો પણ ક્યાથેરાઇન વગેરે તેના ઘરનાં માણસો જમવા બેસતાં ત્યારે તેની પાસે બેશીને આણીમેર તેણીમેરની પુષ્કળ વાતો કરતો.

પીટર્સબર્ગ શેહેરની પાસેજ એક બેટ છે, તેના ઉપર પીટરે એક બંગલો બંધાવ્યો હતો. તેમાં હમેશાં ઉજાણી મીજબાનીઓ થયા કરતી. તે બંગલામાં જવા સારૂ હોડીમાં બેસવું પડતું હતું માટે તેવી હોડીઓ સૌસૌને ઘટારત પ્રમાણે નાની મોટી પીટરે બંધાવી આપી હતી. પણ તે વાપરનારા પાસે એવો કરાર કરાવી લીધો હતો કે હમે તેને હમેશાં દુરસ્ત રાખીશું. સરકારી પૈસાથી બાંધી આપેલી હોડીઓ જોઇએ ત્યારે લડાઈના કામમાં ઉપયોગી પડે, તથા હોડીઓને સાફસુફ રાખવાની ટેવ પોતાના લોકોને પડે, એ પીટરના મનની મુખ્ય મતલબ હતી. સરકારી પૈસાના ખ-

રથી પીટર જે કંઈ કરતો, તેમાં તેનું સઘળું વલણ લોકની સુધારો કરવા તરફ હતું.

આ સમયે પીટરને ખેદ થાય એવી એક વાત તેની નજરે પડી. તે એવી રીતે કે, આપણા દેશનો વેપાર કેવો ચાલે છે, તે બાબત તેણે ડચ વેપારીઓમાં ઝીણી રીતે તપાસ કરાવી. ત્યારે તેને એમ માલમ પડ્યું કે સઘળો વેપાર સરકારી અમલદારોએ પોતાના હાથમાં રાખ્યાથી તે ઓછો થવા લાગ્યો છે. લશ્કરી લોકોને પગાર વખતે વખત મળતો નથી, સરકારી અમલદારો ખજાના માંહેના પૈસા વાપરે છે, સરકારની ઉપજ ઓછી થતી ચાલી છે, અને આખા રાજ્યમાં ગરબડ થઈ રહી છે, એમ સમજતાંજ તેને ઘણું માઠું લાગ્યું. તેણે લાગલીજ તે બાબતની તપાસ ચલાવી, ત્યારે તેમાં મેંઝિકાફ વગેરે પોતાની મેહેરબાની વાળા માણસો સામેલ છે એમ નજરે પડ્યું. તથાપિ તેમને પુછવાથી તેમણે જવાબ દીધો કે, અમે તો બહાર લડાઈના કામમાં ગુંથાયલા હતા, તેથી પાછળ કોણે શું કીધું તે અમે કંઈ જાણુતા નથી. તે બોલવું કેટલેક દરજે ખરૂં હતું તથાપિ તેઓ નિર્દોષ ઠર્યા નહિ, માટે પીટરે તેમની મિલકત જપ્ત કરાવી, અને જેમના ઉપર એ ગુન્હો ખુલી રીતે સાબીત થયો, તેમને સિબિરીઆના દેશમાં દેશનીકાલ કીધા. આ કામમાં ધ્યાનમાં રાખવા જોગ વાત એ છે કે, મેંઝિકાફ વગેરે મંડળી ઉપર ઝારની ઘણી કૃપા હતી તોય, તે અપરાધમાં આવ્યા એટલે તેણે તેમની મિલ્કત જપ્ત કરતાં જરાએ આખું પાછું જોયું નહિ.

પછી થોડા વખતમાં એવીજ બીજી ખેદકારક વાત બની કે, ઝારના પાટવી કુંવર અલેક્સિસની સ્ત્રી ગર્ભવંતી હતી તેને કુમાર અવતર્યો. એ બાઈ સ્વભાવે સારી હોવાથી, ઝાર, ક્યાથેરાઈન અને બીજી તમામ દરબાર મંડળીને

ઘણી અમતી હતી. પરંતુ તેનો ઘણી ખરાબ ચાલનો અને વ્યસની હોવાથી તેને તે શંખણી જેવી લાગતી. તે તેના ઉપર વારે વારે ગુસ્સે થાય, તેનું અપમાન કરે, અને તેની નજરે આગળ પોતાની રાખેલી જોડે નાનાપ્રકારનો વિલાસ કરે. તે જોઇને એ સુશીળ સ્ત્રીને ઘણું દુઃખ થતું હતું, અને તેથી મોતની વાટજ જોયા કરતી હતી. પુત્ર થયાથી પણ તે હરખાઈ નહિ. પ્રસવ થયા પછી તે સુવા રોગમાં પડી. પીટર તેને ઓસડ વેસડ કરાવવા લાગ્યો. વૈદ્ય ઓસડનું પવાલું લઇને તેની પાસે ગયો ત્યારે તેને હાથ જોડીને કહેવા લાગી, "વૈદ્યરાજ મારે એ ઓસડ બોસડ કંઈ હવે નહિ જોઇએ! મારે તો મરણ જોઇએ છે! જીવીને શું કરવું? હવે તો મને નિરાંતે મરવા દો!" તે વખતે પીટર જાતે પણ ઘણો માંદો હતો, તોપણ આ એનું બોલવું સાંભળીને તેની ભણી પાસું ફેરવ્યું. ત્યારે અતિ નમ્રપણે માન પૂર્વક તે બોલી કે, "સસરાજી હું તો હવે જાઉછું, મારા ઉપર કૃપા રાખજો, અને આ મારા કુંવરની સંભાળ તમે કરજો. એટલુંજ મારૂં આખરનું તમારી પાસે માગવાનું છે!" એ શબ્દો કાને પડતાંજ તે શૂરા બાદશાહની આંખોમાંથી આંસુના રેલા ચાલવા માંડ્યા! અને તે છોકરાનું સારી રીતે પાલણ કરવાનું તેને વચન આપ્યું. તે કાને પડતાંજ તેણીએ દેહ મૂક્યો! જુવો, સૌથી જીવ વહાલો કહેવાય છે, પણ માને પોતાના જીવ કરતાં એક છોકરાંનો જીવ વધારે વહાલો લાગે છે. એ કુંવર મોટો થઇને આન્નેરાઇન રાણીની પછવાડે બીજા પીટરનું નામ ધારણ કરીને રૂશદેશની ગાદી ઉપર બેઠો.

એમ પીટરની સુશીલ વહુ મોઈ તે દિવસે તેને ઘણો શોક થયો, એ વાત ખરી, પણ તે શોક પુરો એકે દહાડો ટક્યો નહિ, કારણ કે એ શોકકારક બનાવ જે દહાડે બ-

ન્યો તેને બીજેજ દહાડે ક્યાથેરાઈન રાણીને પુત્ર પ્રસવ્યો. તેથી ઝારને ઘણો આનંદ થયો. પીતર્સબર્ગમાં તે સંબંધી એક સરખો દસ દહાડા સુધી ઓછવ થયો. તેમાં મદ્યપાનની પરીસીમા થઈ. છેવટની મીજલસ બાદશાહી મેહેલમાં થઈ. તે વખત દરેક ગૃહસ્થે એક એક લોટો દારૂ પીવોજ જોઇએ, એવો તેણે આગ્રહ કર્યો. તે વખતના ગોંધીઆરાનું વર્ણન કમાન બ્રૂસે કર્યું છે. તેમાં એમ છે કે, "એ નીશા બાજીમાંથી મારે કોઈ રીતે બહાર નીકળી જવું એમ ધારીને હું તે દિવાનખાનામાંથી ધીમે રહીને નીકળ્યો. પણ મને દરવાજા ઉપરના પેહેરેગીરોએ અટકાવ્યો. તેમને મેં એમ કહ્યું કે, હું ઝારસાહેબનો કંઈ સંદેશો કોઇને કહેવાને જાઉછું. ત્યારે તેમણે મને છોડ્યો. ત્યાંથી નીકળેલો પાધરો હું કેલદનમન નામે ગૃહસ્થને ઘેર આવ્યો. તે ગૃહસ્થ પેહેલાં ઝારનો ગુરૂ હતો, તથા તેના ઉપર તેની ઘણી મેહેરબાની હતી. તેને ત્યાં હું જઇને બેઠો એટલામાં લોટો ભરીને દારૂ પીને તે ગૃહસ્થની સ્ત્રી ડોલતી ડોલતી ત્યાં આવી. એક ટેબલ આગળ ખુરશી પડેલી હતી તે ઉપર બેઠી. થોડીવાર પછી તેણે પોતાનું માથું ટેબલ ઉપર મૂક્યું અને ઘણી ઊંઘ આવી હોય એવું દેખાયું. તથાપિ હેવી ઊંઘ તેને દરરોજ આવતી તેથી તેના ઘરનાં માણસોનું ધ્યાન તેના ઉપર ગયું નહિ. પણ પછી કંઈ હાલચાલ નજરે ન પડવાથી તેની ધણીઆણી તેની પાસે ગઈ ને તેને હલાવવા લાગી. ત્યારે તેનો જીવ નીકળી ગયેલો માલમ પડ્યો! તેથી તેના કુટુંબના માણસોના આક્રંદનો પાર ન રહ્યો. મેં લાગલીજ તે ખબર ઝારને કરી. તેથી તેને ઘણું માઠું લાગ્યું. અને તાબડતોબ તેને ઘેર આર્વાને તેની વિધવા સ્ત્રીને છાની રાખી તથા તે ગૃહસ્થની લાસને સરકારી ખરચથી ભુમીદાહ કરવાનો ઠરાવ કર્યો. પછી તે અ-

રીબ બિચારી વિધવાને થોડું એક પેનશન બાંધી આપ્યું. પીટર જેવા વિચારવંત અને પ્રજાની સંભાળ કરનારા બાદશાહને તેના છાંદિષ્ટપણાથી આવો દુઃખદાયક બનાવ બને એ શોભતું નથી.

ઈ. સ. ૧૭૧૪ની આખરના કેટલાએક મહિના અને ઈ. સ. ૧૭૧૫ની સરૂઆતના કેટલાએક મહિના પીટર રાજધાનીમાં રહ્યો હતો, ત્યારે તેની આબાદી જોઇને તે ઘણો આનંદ પામ્યો હતો. એ શેહેરમાં આગળ લાકડાનાં ઘરો બંધાયાં હતાં તે હવે પીટર જાતે, તેના પ્રધાનો અને બીજા દરબારના અમીર ઉમરાવો આવી રહ્યાથી બીજાં મકાનો છોબંધ બાધવાનો ઠરાવ થયો. વળી ગોદી વગેરે સરકારી ઈમારતો બાંધવા સારૂ આસરે ૪૦૦૦૦ બંધીવાનો કામે લગાડ્યા હતા. તેમાંના કેટલાએક રોગ અને કડકડતી ટાઢને લીધે મરી ગયા. તોપણ ક્યાથેરાઈનના દયાળુપણાથી તેમને ઓસડ અને જાડાં મોટાં વસ્ત્રો વારંવાર મળ્યાં કરતાં હતાં. વળી સેંટ હિલાયર નામે એક ફ્રેંચ વિદ્વાનને ગુરૂ નીમીને એક વિદ્યાલય સ્થાપ્યું, તેમાં ભાષા, ગણિત, લાકડી પટાની રમત, અને ઘોડા ઉપર બેસવું ઈત્યાદિ ઉપયોગી વિદ્યા શીખવાતી હતી. પીટરને પ્રવાસમાંથી મળેલો પૃથ્વીનો કૃત્રિમ ગોળો તેણે એ પાઠશાળાને ભેટ કર્યો.

આ વખતે દુનિઆમાં પીટરની કીર્તિ કેટલી વધી હતી તે દેખાડવા સારૂ અહીં એક વાત કહુંછું. ઈરાનના બાદશાહ તરફથી એક હાથીને પાંચ સિહનો નજરાણો લઇને એક વકીલ રૂશિઅન દરબારમાં આવ્યો હતો; અને તાર્તાર લોકોના ભયમાંથી છુટવા સારૂ મદદ માગવા માટે ઉજબેગ લોકોના સરદાર મહંમદ બણીથી એ એક વકીલ આવ્યો હતો. એટલા છેટેના રાજા પીટરની મેહેરબાની મેળવવા તથા તેની મદદ લેવાને મથતા હતા એ તેને શોભા છે.

સ્વીડનના રાજા બારમા ચાર્લસ વિષે જે પાછલા ભાગમાં કહેવામાં આવ્યું છે તે વાંચનારાઓના ધ્યાનમાં હશેજ, તે તુર્કી રાજ્યમાંથી નિરાશ થઈ વેષ બદલીને ઈ. સ. ૧૭૧૪ ના નવેંબર માસની ૧૪ મી તારીખે સ્ટ્રાલસંડમાં આવ્યો ને ત્યાં પોતાનું ખરૂં સ્વરૂપ ઝાહેર કર્યું. તેથી પોતાના રાજાને ઘણે દિવસે આવેલો જોઇને પ્રજાને પરમ સંતોષ થયો અને તેને ઘણું આદરમાન આપ્યું. ઠીક છે. બીજા રાજાએ તેનો પરાભવ કરવાથી પોતાનો રાજા ઠળી ગયો ? તેને હાથે રાજ્ય વ્યવહારની જેજે ભુલો થઈ હતી તે પ્રજાની જાણમાં હતા તેને એક કોરણે મૂકીને તેમણે ફરીથી ૨૫૦૦૦ સ્વારોનો ખરચ ચાલે એટલા પૈસા કરી આપ્યા.

આણી મેરની એ તૈયારીની ખબર પડતાંજ પીટરે પ્રુશિયા, ડેનમાર્ક, પોલાંડ, અને ઈંગ્લાંડને પોતાની તરફ કરી લઇને લડાઈની તૈયારી કરી. એ ત્રણેના એકઠાં મળેલાં લશ્કરે એકઠાં થઇને સ્ટ્રાલસંડને ઘેરો ઘાલ્યો. એ ઘેરામાં ચાર્લસ ઘેરાઈ ગયો ને તેને એમ લાગ્યું કે, કેટલાક વખતલગી આપણે તુર્કી રાજ્યમાં એકાંત વાસ ભોગવતા હતા, તે હવે આપણા મુલકમાંજ કબજ થયા છીએ. વળી સ્ટ્રાલ-સંડ શહેર મજબૂત હતું તેથી ઘેરો ઘાલનારાઓનો ઉપાય ચાલતો નહોતો. તથાપિ માંહેના લોકોએ આખરે કાયર થઇને હવે આપણે દુશ્મનને તાબે થયા વિના છુટકો નથી એમ ધાર્યું ત્યારે તેમણે પોતાના રાજાને એક હોડીમાં દશ માણસો સહિત બેસાડીને યુક્તિથી બહાર કહાડી મૂકી પોતે પ્રુશિયાના રાજાને તાબે થયા.

એટલામાં પીટરે ફિનલાંડ આખું જીતી લીધું, અને ત્યાંના બંદોબસ્ત સારૂ ગાલિટજિનના હાથ નીચે પુષ્કળ ફોજ આપી. સ્કેરિમાતાફ ચોદ પંદર હજાર લશ્કર સાથે પાય-રાનિઆ પ્રાંતમાં હતો; અને બ્રુસ તથા બોઅરના હાથતળે

૩૦૦૦૦ સૈન્ય આપ્યું હતું. તે પોલાંડમાં હતું. પીટરે લિ-વ્હોનિઆ, અને એસ્થોનીઆ પ્રાંતનો ઘણો ભાગ જીતી લીધો. એ વગર ફિનલાંડની બંને તરફનો મુલક તેની પાસે હતો તે જુદો. સારાંશકે, તેને હવે સ્વીડનના રાજાની બીક લગારે કોઈ ઠેકાણે રહી નહિ. ત્યારે ફરીથી એકવાર યુરોપ-ખંડની મુસાફરી કરવા સારૂ નીકળવાનો વિચાર તેના મનમાં આવ્યો.

તેણે મુસાફરીની સરૂઆત કરી ત્યારે તેની જોડે તેની રાણી ક્યાથેરાઈ પણ હતી. એ વખત તેણે સ્વાલસડ, મેક્લિન બર્ગ, હામબર્ગ અને પિરમોંત જોયાં; અને પછી સ્ક્યૂરિનમાં આવ્યો. ને ત્યાંથી કોપનહેગન ગયો. ત્યાં ત્રણ મહિના રહ્યો, ત્યાં જે કાંઈ જોવાનું હતું તે ધ્યાન દઈને જોયું. એ દેશના રાજાએ તેની સારી બરદાસ્ત કરી. ત્યાંથી નીકળીને તે હાલાંડમાં ગયાં. એ વેળા તેની રાણી સેજ કાયલી હોવાથી કેટલાક મુકામ પાછળ રહી હતી તે આવી મળી. એ વખત તેને ત્રીજીવારના ગર્ભના દહાડા પુરા થવા આવ્યા હતા તેથી ત્યાં પ્રસવ થયોને દીકરો અવતર્યો અને લાગલોજ બીજે દહાડે મરણ પામ્યો. આ દેશમાં પોતાના જુના સહવાસવાળા ઝાંડામમાં દાખલ થતાજ તેને તેની જુની ઓળખીતી મંડળી મળી તેથી પીટર ઘણો રાજી થયો. તે મંડળીએ તેને ઘણું માન આપ્યું અને પીટર પણ તેની જોડે ખુલા મનથી છેક બરોબરીઆની પેઠે વર્તવા લાગ્યો. જેવો તે ઓગણીસ વર્ષ ઉપર હતો તેવોજ આ વખતે તે લોકોને માલમ પડ્યો. એટલી મુદતમાં ફરક માત્ર એટલોજ માલમ પડ્યો કે, પહેલાં તે મંડળી દીઠી કે ગભરાઈ જતો તે ખોડ જઈને હવે તે મંડળીમાં સારી પેઠે બોલવા લાગ્યો. પહેલાં સુથાર કામ શીખવાને જે ઓરડીમાં તે રહ્યો હતો તે ઓરડી આ વખતે તેણે ખામુખાં જઈને જોઈ. તે

ઓરડી ત્યાંના લોકોએ સારી હાલતમાં સાચવી રાખીને તેનું નામ રાજ મહેલ પાડ્યું હતું. તે ઝુંપડી હજીસુધી જેવીને તેવીજ સાચવી રાખી છે એમ કહેવાય છે. તે ઓરડીમાં એક ટેબલ અને ત્રણ ખુરશીઓ તે વેળા હતી તે પણ હજી છે. એ ઓરડીમાં પીટર પગ મૂકતાંજ જરા સ્તબ્ધ રહ્યો. એ વખત તેના મનમાં શાશા વિચાર આવ્યા હશે, તેતો તેજ જાણે કદાચિત એ ઓરડીમાં એકાંત બેશીને પરમેશ્વરની પ્રાર્થના કરતો હતો તે તેને યાદ આવ્યું હશે. અને હવે તે ફકત અભ્યાસના દિવસ જઇને આવા સુખના દહાડા કૃપાળુ વિશ્વંભરે ઓગણીસ વર્ષે દેખડાવ્યા માટે આ વેળાએ તેના અંતઃકરણમાં ભક્તિ રસ ઉભરાયો હશે.

એ પછી તે ફ્રાન્સની રાજધાની પારિસમાં ગયો. ત્યાંના બાદશાહે તેને માન આપવા સારૂ ભારે તૈયારી કરેલી હતી. તથાપિ તેવો ઠાઠમાઠ તેને ગમતો નહોતો, તેથી તે નગરમાં તે ક્યારે દાખલ થયો તે ઘણા ખરાએ તો જાણ્યુંએ નહિ. વળી તેને ઉતરવા સારૂ મોટો મહેલ તૈયાર કરી રાખ્યો હતો, તેમાં ન રેહેતાં શહેરના એક ખુણામાં નાનું ઘર લઇને તેમાં પોતાનો મુકામ રાખ્યો. ત્યાં ફ્રેંચ બાદશાહે તેની તેહેનાતમાં પોતાના માણસો બરદાસ્ત રાખવાને મોકલ્યાં હતાં, તેઓ તેને ખાવા પીવાના કીમતી પદાર્થો લાવીને તેની આગળ મુકવા લાગ્યા, ત્યારે પીટર તેને કેહેવા લાગ્યો કે, “ભાઇઓ, હું સિપાઇછું; મને થોડી રોટલી અને થોડો સાદો દારૂ મળે એટલે બીજું કંઇજ જોઇએ નહિ; મને મોટા દિવાન ખાના કરતાં નાની ઓરડી વધારે ગમે છે. ભભકો અને દમામની ઇચ્છા મને બીલકુલ થતી નથી; પણ તે મને અળખામણા લાગે છે; તમારા લોકોને આમથી મેહેનતમાં હું કદી નાંખવાનો નથી.” પીટર જેમ બોલતો

હતો તેમજ વર્તતો હતો, એ વાત રાજા લોકોનેજ નહિ પણ નાના મોટા સર્વેને દાખલો લેવા જોગ છે.

પીટરે પારિસ શેહેરમાંની જોવા જેવી હતી તેટલી બધી વસ્તુઓ જોઈ. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેને ખુશી કરવાને બધી તજવીજ કરી રાખેલી હતી. એક ઠેકાણે તેની તથા તેની રાણીની તસબીર મોટા માન સહિત મૂકેલી તેણે દીઠી. ટંકશાળ જોવા ગયો ત્યારે તેના સંચામાંથી એક નાણાંનો શિક્કો તેના પગ આગળ આવી પડ્યો, તે ઉચકીને જોતાં તેના ઉપર પોતાનો ચેહેરો કોતરેલો નજરે પડ્યો. તે જોઇને તેને ઘણો સંતોષ થયો.

એ વખતમાં પારિસમાં વાલેસ નામે એક ઇંગ્રેજ ગ્રહસ્થ નેત્ર વૈદ્ય હતો. તે છેક ગએલી આંખને પણ સારી કરતો હતો. એવો એક દાખલો તેણે પીટરની રૂબરૂ કરી દેખાડાવ્યો. તે જોઇને તેને ઘણી નવાઈ લાગી; અને વાલેસનાં ઘણાં વખાણ કર્યાં, તથા તેને એમ કહ્યું કે, અમે મુસાફરી કરીને પાછા સ્વદેશમાં ગયા પછી એક સારા હોંશિઆર જુવાન માણસને તમારી પાસે મોકલીશું; તેને એ વિદ્યા કૃપા કરીને શીખવજો. એ ઝારનું કહેવું વાલેસે ઘણી ખુશી સાથે કબૂલ કર્યું. ઉપયોગી વિદ્યા પારકા માણસમાં જોવામાં આવે એટલે તે પોતાના લોકોને મેળવી આપવા બાબત તેને કેટલી ઉત્કંઠા હતી, તે આ વાત ઉપરથી ખુલી રીતે માલમ પડેછે. અને દરિદ્રિ, ધનલોભી માણસ સોનું મેળવવા માટે જેટલો જીવ લગાડીને મથેછે, તેના કરતાં પીટર સ્વદેશ કલ્યાણના ઉપાયો બાબત વધારે કાળજી રાખતો હતો, એમ કહ્યા વિના રેહેવાતું નથી.

ફ્રાન્સદેશની ઉત્તમ અવસ્થા થવાને જે પુરૂષો કારણભૂત છે. તે આમાં રેશલૂ ગણાય છે. એ ઘણો ડાહ્યો

માણસ હતો. તેને ફ્રેંચો મોટો પુરૂષ માનેછે અને તેની યાદગારીમાં તેનું એક બાવલું બેસાડેલું છે, તે જોવા સારૂ બાદશાહની સ્વારી ગઈ હતી. તે મૂર્તિ નજરે પડતાંજ તેની મોટાઈ વિષે પુજ્યભાવ ઝારના મનમાં ઉત્પન્ન થયો. અને થોડીવાર ચુપચાપ ઉભા રહ્યા પછી જરા મોડું મલકાવીને બોલ્યો, "મહારાજ, તમને ધન્ય છે! આપે મને જો તમારી રાજનીતિ ભણાવી હોત તો હું આપને મારૂં અરધું રાજ્ય આપત. પીટર એમ બોલે એમાં નવાઈ જેવું નથી કારણ કે રેશલ્યૂની રાજ્યનીતિની લાયકી ખરેખાત તેવીજ હતી.

પીટર જ્યારે આગળ ઈંગ્લાંડ ગયો હતો ત્યારે ત્યાંના કેટલાક કારીગરો પોતાના દેશમાં આણ્યા હતા, તેમ આ વેળાએ ફ્રાન્સમાંથી લીધા. વળી ત્યાંનાં ઘણાં કારખાનાં તેણે જોયાં ને તેમાં જે નવું દીઠામાં આવ્યું તે તેણે ધ્યાનમાં રાખ્યું. તે જ્યારે ઈંગ્લાંડ ગયો ત્યારે ત્યાંની પાર્લમેંટ જોવાની વાત પાછળ આવી ગઇછે તે વાંચનારાઓના ધ્યાનમાં હશેજ. તેમ આ વેળાએ ન બન્યું. કારણ તે વેળા પીટરમાં જે સરમાળપણું અને બીકણપણું હતું તે જતું રહીને હમણાં તો સારો હળતો મળતો બની ગયો હતો. તેથી ફ્રાન્સની પાર્લમેંટ સભામાં જઇને સર્વ બાબતો તપાસી તથા તે મંડળી માંહેના કેટલાએક મોટા પુરૂષોની મુલાકાત લીધી.

એ પ્રમાણે પારિસ શેહેર જોઈ રહ્યા પછી તે પાછો આમસ્ટડામમાં આવ્યો. ત્યાં તેની વહાલી રાણી રહી હતી તે મળી. એ રાણીની ઉચ્ચ અમલદારોએ સારી બરદાસ્ત રાખી હતી, તોપણ તેને પીટર વિના ચેન પડતું નહિ, તથા વખત જતો નહિ. તેની ગમગીની દૂર કરાવવા સારૂ તેને

નોકાસૈન્યની ઝટાપટી દેખાડાર્વાને તેને ખુશી રાખવાનું કરતા હતા.

અહીંથી પોતાની પ્રિયાને સાથે લઇને પીટર બર્લિન જવા નીકળ્યો. સાક્સનીમાંથી જતાં રસ્તામાં વિટેંબર્ગ નામે ગામ આવ્યું. અહીં જોવાલાયક શું શું છે તેની તપાસ કરતાં તેને કોઇએ એમ કહ્યું કે, ખ્રીસ્તીધર્મમાં સારો અને મોટો સુધારો કરનાર પ્રસિદ્ધ ધાર્મિક અને પવિત્ર પુરૂષ લૂથર*ને બેસવાની ઓરડી હજી સુધી તેવી ને તેવીજ રાખી મૂકી છે. તથા તેનું પીતળનું બાવલું પણ છે. એ સાંભળી તેને તે જોવાની ઇચ્છા થઇ. તે વખત જમવાની લગાર વાર હતી તેથી તે તરત ઉઠીને પેલું પુતળું જોવા ગયો, અને તે નજરે પડચું ત્યારે બોલ્યો, "અરે, આવડા મોટા માણસને આટલુંજ માન ઘટે!, એ બોલીને પેલી ઓરડીમાં પેઠો, તે ઓરડીની એક ભિંત ઉપર એક મોટો શાહીનો ડાઘ હતો તે ઉપર તેની નજર ગઇ તેથી પૂછ્યું ત્યારે તે જગા દેખાડાવવા સારૂ જે માણસ ગયો હતો તેણે કહ્યું કે લૂથર ધર્મ સંબંધ વિષય ઉપર કંઇ લખતો હતો ત્યારે સેતાન આવીને તેની આગળ નાચવા લાગ્યો, તેથી કંટાળીને તેને મારવા સારૂ તેના ઉપર છુટો શાહીનો ખડીઓ ફેંક્યો, તેમાંથી ઉડેલી આ શાહીનો ડાઘો છે. તે કેમ કર્યો જતો નથી.! એ ભોળપણની વાત પીટરને છેક ખોટી લાગી. કારણ કે લૂથર આવડો વિદ્વાન અને વિચારવંત છતાં તેના આગળ સેતાન કુદકા મારેછે એમ શી રીતે તેના મનમાં ભરાયું, તેનો ખુલાસો તેનાથી થઇ શક્યો નહિ. ત્યાર પછી તે જગા જે જે જોઇ ગએલા હતા તેમણે પોતાના નામ ધુળ ઉડીને કાળી થએલી ભિંત ઉપર

---

* એ પુરૂષ ઇસ્લિબનમાં ઈ. સ. ૧૪૮૩માં જન્મ્યો હતો અને ત્યાંજ ઈ. સ. ૧૫૪૬માં મરણ પામ્યો હતો.

અપેતા વડે લખ્યાં હતાં, તેની નીચે પીટરે પોતાનું નામ પોતાને હાથે રૂશ લીપીમાં લખ્યું તે હજીસુધીછે, એમ કહેછે.

પછી ત્યાંથી ક્યાથેરાઇનને પોતાની સાવકાશ પ્રમાણે આવવાનું કહીને પોતે છડો ઘણોજ જલદીથી બર્લીન ગયો. ત્યાંનો રાજા ઝારને સહકુટુંબ આવવાનો જાણીને મોટી તૈયારી કરીને રહા જોયા કરતો હતો. તથાપિ આમ અકાળ અને ગુપચૂપ એક સાધારણ માણસ પ્રમાણે એવા આવ્યો કે તે સમજીએ ન શક્યો. તે આવવાનો હતો માટે તેના એલચીએ એક મેહેલ તેને સારૂ જોઈ રાખ્યો હતો તેમાં જઇને ઉતર્યો. પછી ફ્રેડરિક રાજાએ પોતાનો એક મોટો અમલદાર તેના પાસે મોકલીને તેની માર્ફત એમ જણાવ્યું કે, આપના આવવાથી મને બહુ સંતોષ થયોછે. તેના જવાબમાં પીટરે રાજાને એમ કહાવ્યુ કે, 'જો આપની ઇચ્છા હશે, તો આવતી કાલની બપોરે આપને હું મળીશ; એ સાંભળીને રાજાને સારૂં લાગ્યું. અને બીજે દહાડે તે વખત પીટરને લેવા સારૂ પોતાની ત્રણ ગાડીઓ તેના મેહેલ સામી ઉભી રાખી. તે ગાડીમાં જે કેટલાક રૂશિઅન જુવાનીઆ પીટરે વિદ્યાભ્યાસ સારૂ અહીં મોકલ્યા હતા, તેઓ બેઠા બેઠા વાટ જોતા હતા, કે હમણાં આવેછે, હમણાં આવશે, એમ કરતાં ઘણો વખત ગયો. પણ પેલીમેર પીટર પાછલે બારણેથી બહાર નીકળીને રાજમેહેલમાં જઈ રાજા સાથે વાત કરવા બેઠો! એ સાંભળીને સર્વને નવાઈ લાગી. એમ એકાએક અને એકલો ઝારને પોતાની પાસે આવેલો જોઇને રાજાપણ અચંબામાં પડ્યો. તે વખત પીટરે તેને એમ કહ્યું કે, "ઠાઠમાઠની મને છેક કંટાળો છે. એ મને બીલકુલ ગમતો નથી. હું આજ જેટલું ચાલ્યો તેના કરતાં પાંચઘણું વધારે એક દિવસમાં ચાલી શકુંછું."

ઝાર આવી પહોંચ્યા પછી બેત્રણ દિવસે ક્યાથેરાઇનની સ્વારી બર્લિનમાં આવી. ત્યાં તેનું અને પીટરનું ફ્રેડરિકે સારી રીતે સન્માન કર્યું. અને જિયાફ્ત વગેરેથી ઘટતું માન આપ્યું. પછી ત્યાં કેટલાએક ચમત્કારિક વસ્તુની ખરીદી કરી તથા જોવા જેવી હતી તે જોઇને ત્યાંથી પાછો હાલાંડમાં આવ્યો. ને ત્યાંથી અનેક પદાર્થો તેણે વેચાતા લીધા. તેમાં શરીર રચના સંબંધી પ્રાણીઓના જે અસંખ્ય નમુના રેસ્કનામે વિદ્વાને પચાસવર્ષ સુધી મેહેનત કરીને એકઠા કરી રાખ્યા હતા. તે બધા ૩૦૦૦૦ફ્લારિન્સ* માટે તે બધા ખરીદ કર્યા અને પોતાના દેશમાં આણ્યા.

એ સઘળું બહારથી તો ઠીક હતું, તથાપિ પીટરને કુટુંબ ક્લેશથી દુઃખ ભોગવવું પડ્યું, તે હજી કહેવાનું બાકી રહેલું છે. તે કહીએ છીએ. ઝારનો છોકરો આલેક્સિસ ઘણી નઠારી ચાલનો માણસ હતો તેના સંતાપથી તેની સ્ત્રી મરણ પામી, એ વાત પાછળ આવી ગઇ છે; તે અમારા વાંચનારની જાણમાં હશેજ. એ વગર એમ હતું કે, પીટરની વિરૂદ્ધ જે જુના વિચારના લોકો દગાફટકા રમતા હતા, તેમાં એ આગેવાન હતો. તેથી ઝાર જે જે સુધારાનાં કામો કરતો, તેની તે નિંદા કરતો એટલુંજ નહિ પણ તે બંધ પાડવા સારૂ મેહેનત કરતો હતો. એ બધાની પીટરને ખબર હતી; તથા પોતાની પછવાડે જો એના હાથમાં રાજ્ય જાયતો આટલી બધી મેહેનતથી કરેલા સુધારાને ધુળ કરી નાંખશે, એમ પણ તેના મનમાં આવી ચૂક્યું હતું. માટે એને ઠેકાણે લાવવો અથવા રાજ્ય ન મળે એવો બંદોબસ્ત કરવાનો પીટરે પોતાના મનમાં ઠરાવ કર્યો હતો. એ બાબત તે હમેશાં વિચાર કરતો હતો. તેને ઠેકાણે લાવવા માટે પોતે મુસાફરીએ નીકળતા પહેલાં આલે-

---

* એક ફ્લારિન્સની કિંમત આશરે ત્રણઆના થાયછે.

ક્રિસસને એક પત્ર લખ્યો હતો. એમાં એમ લખ્યું હતું કે, "તેં જેજે કર્યું છે અને કરે છે તે બધું હું જાણું છું, એમ મિથ્યા માથાકુટ કરતો નહિ; હજી વખત છે. તું સમજ, એટલું કેહેતાંએ તારી આંખો નહિજ ઉઘડે તો શરીરના નિરૂપયોગી કોહી ગયેલા ભાગને જેમ કાપી નાખવામાં આવે છે, તેમ હું તને રાજ્યાધિકાર મળવાના સંબંધમાંથી તોડી નાખીશ. આ મેં તને અમથું બીવડાવવાને લખ્યું છે, એમ સમજીશ નહિ. હું બોલું છું તે પ્રમાણે કર્યા વગર રેહેવાનો નથી. વળી તું એમ સમજતો હોઈશ કે, હું વડીલ પુત્ર છું, તેથી મને રાજ્ય સેહેજ મળશે. પણ ભાઈરે, એ વિશ્વાસ રાખવો ફોગટ છે. અરે. સ્વદેશના સુધારા અને સ્વદેશી પ્રજાના હિત માટે જેણે પોતાના જીવની દરકાર રાખી નથી, તો તારા જેવા એ બંને બાબતોની પરવા ન રાખનારા માણસના જીવની કોડીભારે તે દરકાર રાખશે કે? મારૂં રાજ્ય અને મારો દેશ તારા સરખા નાલાયક દીકરાના હાથમાં આપવા કરતાં તે એકાદ ત્રાહિત ડાહ્યા માણસના હવાલામાં સોંપીશ, મ નક્કી સમજજે" તેનો અલેક્સિસે એવો ઉત્તર દીધો કે, "ઠીક છે, મને રાજની જરૂર નથી. હું પરમેશ્વરને યાદ કરીને કહુંછું કે, મારો રાજ્ય ઉપર હક છે એમ પણ બોલવાનો નથી. માત્ર મારા એક આ છોકરાની આપ બરદાશ કરો, અને હું જીવું ત્યાં સુધી મારૂં ભરણ પોષણ કરો, એટલું હું આપની પાસે માગુંછું." એ ઉપરથી એના બાપે ફરીને એમ લખ્યું કે, "તેં તારા કાગળમાં રાજ્યના વારસા ઉપરથી માત્ર હાથ ઉઠાવ્યો છે, તથાપિ તારા આવા દુરાચરણથી અમને જે અતિશય દુઃખ થાય છે તે અમે તને દેખડાવ્યા છતાં તને કંઈજ લાગતું નથી એમ જણાયછે. અરે, મેં તારા બાપે તને શીખામણ દીધી, તેની તને લ-

ગારે અસર થઈ નહિ! વારૂ ઠીક, વળી એકવાર તને લખી જોઉછું. પણ એ આખરનું સમજજે. તેં ગયા પત્રમાં જે મને પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું. તે પ્રમાણે તારાથી ચલાશે નહિ. પેલા લાંબી દાઢીવાળા લોકો તારા ઉપર આશા બાંધીને બેઠા છે. તે તને તરેહવાર રીતે ભુલાવો ખવાડશે, ખરી ખોટી સલાહ આપશે, તારી બુદ્ધિ ફેરવી નાખશે, અને તેં આપેલા વચનનો ભંગ કરાવશે, એ બધાનો તું વિચાર કર. અરે, તું તે લોકોને આટલા સહાય છે, અને જેણે તને જન્મ આપ્યો, તેની સાથે કૃતઘ્ન થઈ સામો થાય છે? અરે, તું સમજણો થયો ત્યારથી આજસુધીમાં કોઈ પણ કામમાં મને મદદ કરી છે કે? તું મારી નિંદા નથી કરતો કે? અને હું આપણા લોકોના ભલા માટે જે જે કરૂં છું, તેનો તું ધિક્કાર નથી કરતો કે? તારા હાથમાં જો રાજ્યાધિકાર આવે તો મેં જે કાંઈ કર્યું છે અને કરૂંછું, તે બધાનો તું જડમુળથી નાશ કરીશ, એ શું હું નથી જાણતો? તો પણ કહું છું કે, હવે તું શુદ્ધિમાં આવ, અને તારાં આચરણ સુધારીને મારી પાછળ રાજ્ય કરવાને લાયક થા. અથવા તો જોગી થા. આ પત્રનો ઉત્તર તું જાતે મને મળીને આપ, અથવા લખી મોકલ. એમાંનું કંઇએ નહિ કરે તો, હું તને અપરાધી સમજીને તે પ્રમાણે તારી જોડે ચાલીશ."

એનો જવાબ આલેક્સિસે એમ લખી મોકલ્યો કે, "આપના તરફથી ચાલતા માસની ઓગણીસમી તારીખનો લખેલો પત્ર મને ગઈ કાલે સવારે મળ્યો. હું માંદોછું તેથી મારાથી હમણાં વધારે લખાતું નથી. હું જોગીપણું સ્વીકારવાને તૈયાર છું, તેમાં આપની આજ્ઞા જોઇએ, એટલુંજ માગું છું." એ પત્ર વાંચ્યા પછી પીટર જાતે જઈને તેને મળ્યો. ત્યારે તે પથારીમાં સૂતો હતો; પણ તે ખરેખરો માંદો

હતો કે આજારીપણાનો ઢોંગ કર્યો હતો, તે બરાબર સમજાતું નથી. તથાપિ તેણે જ્યારે સોગંદ ખાઇને કહ્યું કે હુ બચિત્ત જોગી થઇશ, ત્યારે પીટરે તેને શીખામણ દીધી કે, "ભાઇરે, જોગી થવામાં સુખ નથી, તે સ્થીતિ ઘણી કઠણ છે, તેમાં અનેક દુઃખો વેઠવાં પડે છે. માટે એમાં ઉતાવળો થઇને અવિચાર કરીશમાં. પાકો વિચાર કરજે, અને એ વિચાર બહુ જોખમ ભરેલો છે, માટે હું તને છ મહિનાની મુદત આપુંછું, તારો કેવો નિશ્ચય થાય છે તે મને આજથી છ માસ પછી જણાવજે." એમ વાતચિત થયા પછી અગાડી કહ્યા પ્રમાણે ફ્રાન્સ વગેરે દેશો જોવા સારૂ મુસાફરીએ નીકળ્યો. અને તેણે શું શું જોયું અને કીધું તેની સંક્ષેપ હકીગત પાછળ આવી ગઈ છે. તે વાંચનારાઓને યાદ હશેજ. આણીમેર બાપથી છુટો પડ્યા પછી આલેક્સિસ પાછો મોજમાં નિમગ્ન થયો તે એટલો કે બાપે આપણને શું કહ્યું અને તે બાબત શો વિચાર કરવો એતો એને યાદે ન રેહ્યું. તથાપિ પીટરનું ચિત્ત છ માસની મુદત્તમાં હુંયું નહોતું. તે યુરોપની મુસાફરી કરતાં જ્યારે કોપનહેગનમાં આવ્યો ત્યારે મુદત ઉપર એક મહીનો થઈ ગયો હતો. તોય આલેક્સિસ તરફથી કશો જવાબ આવ્યો નહિ, એમ જોઇને ઝારને મહા સંતાપ થયો. અને લાગલોજ એક કાગળ લખી મોકલ્યો કે, "તેં જવાબ મોકલવાને ઢીલ કરી એ ઠીક નહિ. તું કાંઇએ ઠેકાણે આવ્યો કે? આ રાજ્ય મારી પાછળ તને મળે એવે રસ્તે તું આવ્યો છે કે? એમ જો કાંઈ બન્યું હોય તો આઠ દિવસની અંદર આવીને મને મળ. પણ જોગી થવાની તારી પેહેલીજ હઠને હજીસુધી પકડી રહ્યો હોય તો તે પણ ખુલ્લું લખી જણાવજે અને કયે દિવસે તું તે પંથની દિક્ષા લેવાનો છે તે તેમાં લખજે." એ પત્ર જોઇને તેના સોબતીઓએ

તેને એવી સલાહ આપી કે, પીટર આટલો તપેલો છે ત્યારે તેની પાસે જવું નાદુરસ્ત છે. માટે તે સઘળાએ મળીને તેની જોડે એક કપટ યુક્તિ લડાવી. તે એવી કે, હું મારા બાપની આજ્ઞા માથે ચડાવીને તેની પાસે કોપનહેગન જવાનો છું. એવું તેણે કારભાર કરનારી મંડળીને જણાવીને મુખ્ય વહીવટદાર મેંત્રિકાફ પાસેથી વાટ ખરચી સારૂ પુષ્કળ પૈસા લીધા ને પછી લિન્હોનિયાની સરહદ સુધી આવીને ત્યાંથી વિએના ભણી વળ્યો. ત્યાં પહોંચ્યો પછી ત્યાંના બાદશાહને પોતાના રક્ષણ બાબત અરજ કરી કે, મારા પીતા પીટરના મોત સુધી મારી બરદાસ્ત કરો. તથાપિ આ શાહજાદાનું માગવું કબૂલ કરીને રૂશિઆ દેશના બાદશાહને દુભાવવાનું વિએનાના શાહને ઠીક લાગ્યું નહિ. એ જોઈ આલેક્સિસ ત્યાંથી નીકળીને નેપલ્સમાં ગયો.

એ સમાચાર પીટરને માલમ પડતાંજ તેણે રોમાંઝાફ ને તોલસ્તાય નામે બે ગૃહસ્થો જોડે એક પત્ર આપીને આલેક્સિસ પાસે મોકલ્યા. તે પત્ર તારીખ ૧૦મી જુન સન ૧૭૧૭નો લખેલો હતો તેની મતલબ આમ છે, "તોલસ્તાય અને રોમાઝાફને તારી ભણી મોકલ્યા છે. તે અમારો સર્વ મનોદય તને જણાવશે. તું મારૂં કહેલું સાંભળવાને તૈયાર હઈશ. તો અમે તને શિક્ષા કરીશું નહિ, એ હું પરમેશ્વર સમરીને વચન આપું છું. તેનો તું વિશ્વાસ રાખ. તું મારા કહ્યા પ્રમાણે ચાલવા લાગીશ તો તને મારા જીવ કરતાંએ વહાલો ગણીશ—પણ જો તું તારી દુર્બુદ્ધિ નહિજ છોડે, અને મારી મરજી પ્રમાણે નહિજ ચાલે તો ઇશ્વરી સંકેતથી તારૂં જે પિતૃત્વ મને પ્રાપ્ત થયું છે, તેના સંબંધમાં હું તને શાપ દઉં છું કે કદી તારૂં ભલું થવાનું નથી. તથા હું તારો રાજા છું તે સંબંધમાં તને જણાવું

હ્યું કે, તારા ગુન્હા બદલ તને શિક્ષા કર્યાવિના રહેવાનો નથી. મારો પક્ષ ખરો હશે તો પરમેશ્વરને ગમશે અને તે મને તને શિક્ષા કરવાના કામમાં સાહ્ય થશે.''

એ પત્ર આલેક્સિસે વાંચી જોયો, તથા પેલા બંને ગૃહસ્થોએ તેને ઘણો સમજાવ્યો, ત્યારે તે પોતાની રાખેલી સાથે બાપ પાસે આવવા કબુલ થઈ સન ૧૭૧૮ના ફેબરવારી મહિનાની ૧૭મી તારીખે માસ્કોમાં આવી પહોચ્યો, તેજ દિવસે બાપ દીકરાનો મેળાપ થયો. તે વખતે શું બન્યું તે કોઈના જાણવામાં ન આવ્યું પણ લોકો ધારવા લાગ્યા કે તેમનો વેરભાવ જઈને સલાહ થઈ.

તથાપિ લોકોની એ ધારણા ખરી નહોતી, કેમકે એ મેળાપથી ઉલટું વેર તો વધ્યું ને વાત હદપાર ગઈ. બીજે દિવસે પીટરે માસ્કોના કિલ્લામાં સઘળા પ્રધાનો, ધર્માધિકારીઓ, અને અમીર ઉમરાવોને બોલાવીને દરબાર ભર્યું, ને તેમાં આલેક્સિસને પકડી આણ્યો, તેવારે તેણે ઝારને દંડવત પ્રણામ કરીને તેના હાથમાં એક માફી મળવા બાબત વિનંતી પત્ર આપ્યો. તેમાં એમ લખ્યું હતું કે, ''હું સર્વથા અપરાધી છું, ને રાજ્યાધિકારને લાયક નથી, તથાપિ મેહેરબાની કરીને મને જીવતદાન આપો એટલીજ મારી વિનંતી છે.'' એ વાંચ્યા પછી પીટર તેને પાસે તેડી હાથ ઝાલીને એકાંતમાં તેડી ગયો. ત્યાં શીશી વાતચીત થઈ તે કોઈના જાણ્યામાં ન આવી. તથાપિ બહાર આવીને પીટર બોલ્યો કે, '' આ અમારો કુંવર આળસુ, બેવકુફ, દુષ્ટોની સોબત કરનારો, સુધારાનો દ્વેશી, અને અત્યંત દુરાચારી છે; એણે પોતાની ધણીઆણીને એટલું દુ:ખ દીધું કે, તેને જીવવા કરતાં મરવું સારૂં લાગ્યું, એણે એક નીચ સ્ત્રી રાખી, તથા મને ન પૂછતાં જર્મનીના બાદશાહ પાસે જઈને આસરો માગવા લાગ્યો, અને તેના આગળ કહ્યું હતું કે,

હું રૂશિઆમાં પાછો જાઉંતો ત્યાર મને જીવવા દેશે નહિ. વળી એ મારી ઘણી નિંદા કરેછે. માટે અમે જે વાંચી સંભળાવીએ છીએ તે બધાએ ધ્યાન દઇને સાંભળવું." એમ કહીને પીટરે એક કાગળ વાંચ્યો, તેની મતલબ આ પ્રમાણે છે. "જુવો, અમારા દીકરાની વર્તણુક એવી છે. તે પરદેશમાં નાશી ગયો, તથા તેણે અમારા ઉપર કેટલાંક કુભાંડો રચ્યાં હતાં, તે તરફ જોતાં તો એ દેહાન્ત દંડને લાયક છે. તથાપિ મમતાને લીધે, અમારાથી તેમ થઈ શકતું નથી. માટે અમે તે અપરાધ તો માફ કરીએ છીએ. તોપણ એની ચાલચલણ એવી નઠારી છે કે, અમારી પાછળ રાજ્યનો માલીક થવાનું અમારાથી તેને કહેવાતું નથી. જો રાજ્ય તેના હાથમાં ગયું તો અમે મેળવેલો જશ ગુમાવશે, અને અમે નવો મેળવેલો મુલક ખોશે, અને અમે અમારા પ્રજાને તેને સ્વાધિન કરીએ તો તેની એટલી દુર્દશા થાય કે, તેટલી દુર્દશા પેહેલાં કદિએ થઈ નહિ હોય. માટે આપણા દેશમાં જે એવી ચાલ છેકે, બાપ ચાહે તો પોતાના દીકરાને વારસામાંથી બાતલ કરે, તે ચાલને અનુસરીને તથા અમારા રાજ્યાધિકારને આધારે, દેશના કલ્યાણને સારૂ અમે જાહેર કરીએ છીએ કે, અમારે અંતકાળે બીજો કોઈ વારસ જો અમારૂં રાજ્ય ભોગવનાર ન હોય તોય અમારી ગાદી આ આલેક્સિસને મળવી ન જોઇએ. અમારી પાછળ આ ગાદી ઉપર અમારા બીજા દીકરા પીટરને બેસાડવો, એમ અમે ઠરાવીએ છીએ. અને આલેક્સિસ જો એ ગાદી મેળવવાને પ્રયત્ન કરે તો તે અફળ થાય. એ અમારા કેહેવાને અમારી પ્રજા અને કામદારોએ માન આપવું જોઇએ. તેમણે સમજવું જોઇએ કે, અમારી પાછળ આ ગાદી ઉપર અમારા બીજા પુત્ર પીટરને બેસાડવાની ઇચ્છા છે. માટે આજથી જે કોઈ આલેક્સિસને

અમારા રાજ્યનો વારસ સમજશે, અથવા આ રાજ્ય તેને મેળવી આપવામાં મદદ કરશે, તેને મહાપાપી અને રાજદ્રોહી સમજીને અમે મોટી શિક્ષા કરીશું—વળી આ ઠરાવની મને ખબર નથી એમ બહાનું કાઢવાને કોઇને કારણ ન રહે માટે સઘળે પ્રસિદ્ધ કરવાનો અમે હુકમ આપ્યો છે, તે તારીખ ૨૪ મી ફેબ્રવારી સને ૧૭૧૮ ને દિવસે એ ઉપર અમે જાતે સહી અને મોહોર શિક્કો કર્યો છે."

એ વંચાયા પછી આલેક્સિસે પોતાની તરફની કબૂલત પીટરને લખી આપી, તે વંચાઈ. તેની મતલબ આ પ્રમાણે હતી—"મારે હાથે અનેક અપરાધો થયાછે, અને તેથી કરીને હું ગાદીએ બેસવાને લાયક નથી, એ વાત હું ઈશ્વરને યાદ કરીને કબૂલ કરૂંછું. અને સોગંદ ખાઇને કહુંછું કે, મારા બાપે જે મારા વિષે ઠરાવ કર્યોછે, તે પ્રમાણે હું ચાલીશ, તેનાથી ઉલટો હું કદી નહિ ચાલું, એમાં પરમેશ્વર સાક્ષી છે. એ ગાદી મેળવવાનો હું કદીએ પ્રયત્ન કરીશ નહિ, તથા તેના ઉપર હું મારો દાવો પણ જણાવીશ નહિ. અને ગમે તેવી વખત આવશે તો પણ તે કબૂલ કરીશ નહિ. મારો નાનોભાઈ પીટર મારા બાપની પછવાડે ગાદીનો ધણી થાય, તે હું સંતોષપૂર્વક માન્ય કરૂંછું. આ કાગળ મે મારે હાથે લખી આપ્યો છે."

એવી રીતે પીટર અને આલેક્સિસ વચ્ચે ફારગતી થઈ. દીકરા સાથે એમ સખત પણે વર્તવાનો પ્રસંગ આવે એ બાપના દુર્ભાગ્યની નિશાની છે. એ બાબત વ્હાલ્તેર એમ કહેછે કે, આ પ્રકરણમાં પીટરને સુડી વચ્ચેના સોપારી જેવું થયું હતું. એટલે આણીમેર પુત્ર પ્રીતીના પાશમાં પડીને તેને ગાદી ઉપર બેસવા દેતો બે કરોડ માણસના સુખ ઉપર પાણી પડે, અને જો રાજ ધર્મ મનમાં લાવીને આમ પ્રજાહિત કરવા માંડે તો પોતાના છોકરાને દુઃખ દેવું પડે,

એમ તેના મનમાં ઘડભાંગ ચાલી રહી હતી. તેને આલેક્સિસની ઘણી દયા આવતી હતી, તથાપિ તેના સુખને માટે પોતાની રૈયત તરફ બેદરકાર થવાને તેનો જીવ ચાલતો નહોતો. માટે તેને આવી રીતે તોડફાડ કરવી પડી. તો પણ એ બાપ દીકરાનો કજીઓ એટલેથી પત્યો નહિ. તેનો ભયંકર પરિણામ તો હવે પછી આવતા ભાગમાં વર્ણવવામાં આવશે.



# ભાગ છઠો.

આલેક્સિસનો કોઈ પણ રીતનો ગાદી સાથેનો સંબંધ આપણે સંસ્કાર પૂર્વક કાયદેસર રદ કરી નાંખેલો છે, તોપણ તેને ઘણા માણસો અનુકુળ છે, વાસ્તે રાજ્યમાં કદાચિત્ત માંહોમાંહે લડાઈ ઉત્પન્ન થશે, તે ન થવા સારૂ એ પ્રતિકુળ પ્રકરણ છેકજ નાબૂત કરી નાંખવું અથવા તેમ ન થઈ શકે તો તેને નિર્બળ તો કરીજ નાંખવું, એવા હેતુથી તેની ફરીને પીટરે તપાસ ચલાવી. તેના મનમાં એટલુંજ હતું કે, આપણા બદફેલ દીકરાનાં કાવત્રાં કેટલાં છે, તે આપણે જાણવાં તથા તેના આગેવાન કોણ કોણ છે તેને ઓળખવા. તો બંદોબસ્ત કરવાનું ઠીક પડે. વાસ્તે તેણે પ્રથમ આલેક્સિસને પૂછ્યું. ત્યારે તેણે સોગંદસાથે એમ કબૂલ કર્યું કે, હું કંઈપણ છાનું ન રાખતાં બધું કહીશ. તે ઉપર વિશ્વાસ રાખીને બાદશાહે એ તેના ઉપર કેટલાએક સવાલો લખી મોકલ્યા. તેના જવાબો સઘળા ખોટા આપ્યા. વળી તેમાં તેણે એક ઠેકાણે એમ કહ્યું કે, "મેક્લિનબર્ગનું બંડ જો સારી રીતે મચ્યું હોત તથા તેમાંના બંડખોરોએ મને બોલાવ્યો હોત તો આપ જીવતા છતાં હું તેમાં દાખલ થવાને ચુકત નહિ." વળી વિએનામાં હતો ત્યારે તેણે રૂશિઅન

અધિકારીઓ ઉપર જે કાગળો લખ્યા હતા તે જડ્યા. તેમાં એમ લખેલું હતું કે મને વારંવાર ઘણો કંટાળો આવવા લાગ્યો માટે મેં સ્વદેશ ત્યાગ કર્યો છે. થોડીક ચુક થઈ નહિતો. તેણે મને મારી મા જોડે મઠમાં ગોંધીમૂક્યો હોત. હાલમાં મને એક મોટા રાજાનો આસરો છે. તમે મને નહિ છેડો એટલે બસ."

વળી અફાનાસીક નામે માણસે એવી જુબાની આપી કે, "મુખ્ય ધર્માધિકારીના કાનમાં એક વાત કહીશ, એટલે તે પોતાના હાથ તળેના લોકોને જણાવશે, અને તે સઘળા લોકોના મનમાં ઠસાવશે તો પછી હું નાના કહીશ તોએ મને ગાદી મળ્યાવિના રહેશે નહિ, એમ આલેક્સિસને બોલતાં મેં જાતે સાંભળ્યો હતો." પછી આલેક્સિસની વેશ્યાની સાહેદી લીધી, તેમાં તેણે લખાવ્યું કે, એ જર્મનીમાં નાશી ગયો, તે કામમાં તેની મા તથા બેનની સલાહ હતી, એ હું સારી રીતે જાણુંછું. વળી જાકેસનામે એક ધર્મોપદેશકને લગારેક ધમકાવ્યા પછી લખી આપ્યું કે, "મારો બાપ મરે તો સારૂં થાય, એમ આલેક્સિસ એકવાર મારી આગળ બોલ્યો હતો. અને તેના જવાબમાં મેં કહ્યું હતું કે હા અમે બધા એમજ ધારીએ છીએ."

પછી આલેક્સિસને જર્મનીની હકીગત પૂછી, ત્યારે બોલ્યો કે, "હું બાદશાહને મળ્યો નથી" તથાપિ એક મોટા સરદારે મને એમ કહ્યું હતું કે, તમે નિરાંતે રહો. બાદશાહ તમને છેક નકાર કરશે નહિ. તમને ગાદી મળવા સારૂ લશ્કરની મદદ આપશે. વળી બીજે ઠેકાણે તેણે એમ લખી આપ્યું કે, "આપના વલણ ઉપર હું કદી નહિ ઉતરૂં એવો મેં ઠરાવ કીધોછે. માટે કોઈ પણ રીતે એટલે પરદેશી રાજાની મદદથી પણ ગાદી મેળવવાને યત્ન કરતો હતો. તે જો સફળ થાત તો મને નક્કી ગાદી મળત."

ત્યાર પછી પીટરે તેની સાથે ઘણીક શરતો કરી હતી તેમાંની એક શરત એ હતી કે, આ નાશવા વગેરેની બાબતમાં કોની કોની મસલત હતી તે ખરે ખરૂં કહેશે તો તેના ગુન્હા માફ કરવામાં આવશે, એ સિવાય નહિ. એ શરત આલેક્સિસે પાળી નહિ. તેણે કેટલાંક નામો છુપાવેલાં પીટરને માલમ પડ્યાં, તેથી તેને ઘણો સંતાપ થયો, અને તેના અંતઃકરણની દયા માયા સૌ જતી રહી, ને તેણે એવો ઠરાવ કર્યો કે, આ રાજદ્રોહી કપટી અપરાધીની ચોકશ તપાસ મુખ્ય ન્યાયએ કરીને તેને ઘટતી શિક્ષા આપવી જોઇએ.

એ ઠરાવ ઉપરથી આલેક્સિસનો ઇનસાફ કરવાને સભા ભરાઈ, તેમાં કેટલાએક ન્યાયાધીશ અને કેટલાએક ધર્માધ્યક્ષો હતા. તે સભા આગળ પીટરે ઘણું ચિત્તવેધક ભાષાણ કર્યું તેના ઉત્તરાર્ધની મતલબ આમ હતી કે,—"મારો પુત્ર બે ઇમાન થયો તો ખુશીથી થાઓ! તથાપિ મારી ફરજ જે હું સમજુંછું, તે બજાવ્યા વિના રહેવાનો નથી, અરે, આ બાબતમાં તમે પુનર્વિચાર કરો! ધ્યાન દઇને આ ખટપટની તપાસ કરો, અને વાજબી શિક્ષા તમને લાગે તે તેને કરો, તમે મારી મુરવત રાખશો નહિ. આ ગુન્હેગારને છેક થોડી શિક્ષા જોઇએ એવું જો તમારા મનને લાગે, તો થોડી શિક્ષા કરવાથી મને તમારા ઉપર ગુસ્સો આવશે એમ બીલકુલ ધારશોમાં. હું ઇશ્વરને યાદ કરી સોગંદખાઇને કહુંછું કે ખરો ઇનસાફ કરવામાં તમને કોઇની બીક રાખવાનું નથી. વળી આપણા રાજપુત્રનો ઇનસાફ કરવાનો પ્રસંગ આવ્યો છે, એમ ધારીને તમારા મનમાં માઠું લાવવાનું કાંઈ કારણ નથી. માણસના દરજ્જા તરફ ધ્યાન ન દેતાં માત્ર ઇનસાફ ઉપર ધ્યાન દેજો. ગેરઇનસાફ કરીને મારા અને તમારા અં-

તેના આત્માની નાશ ન કરતા. જ્યારે સર્વશક્તિમાન પ્રભુ ઇનસાફ કરવા બેસશે ત્યારે આપણે પશ્ચાત્તાપ કરીને નીચું માથું ઘાલવું ન પડે એવા ઇનસાફ કરજો. તથા દેશની હાની ન થાય તે ઉપર નજર રાખજો એટલુંજ મારૂં કહેવાનું છે.”

એ ભાષણ થઈ રહ્યા પછી સભાએ ઇનસાફનું કામ ચલાવ્યું. તેમાં આલેક્સિસ અપરાધી ઠર્યા, અને તેને દેહાન્ત શિક્ષા આપવાનો સભાનો અભિપ્રાય પડ્યો. તે તપશીલવાર લખીને ઝારને જણાવ્યો. તેમાં ફલાણી રીતે એ શિક્ષા અમલમાં લાવવી એમ તેમણે લખ્યું નહોતું. એ ઠરાવ તારીખ ૫ મી જુલાઈને રોજ પ્રસિદ્ધ થયો. તેની આલેક્સિસને ખબર પડતાંજ ધાસ્તીનો માર્યો છેક મરણ તોલ થઈ ગયો. એમ થયું એટલે ગમે તેવા તો પણ રાજપુત્રજ કેની; તેથી આજારી પડતાંજ વૈદ્યોની દોડાદોડ અને ઓસડવેસડની ધાલમેલ ચાલી રહી. તથાપિ તેની કશી ટીકી ન જણાતાં ઘડીએ ઘડીએ વધારે જણાવા લાગ્યું. તેની જ્યારે પીટરને ખબર પડી ત્યારે પ્રધાનમંડળ સહિત તેને મળવાને ગયો. તે વખતની હકીગત ખુદ ઝારે લખી મુકી છે. તે આવી રીતે—“અમે તેની પાસે જઇને બેઠા પછી પોતાનાં સઘળાં પાપ કર્મો સંભારીને તેણે મોટો નિસાસો મૂક્યો, અને આંખોમાં આંસુ આણીને તે બાબત મારી પાસે માફ માગવા લાગ્યો. મેં ધર્મશાસ્ત્ર અને પિતૃધર્મ મનમાં આણીને તેને કહ્યું, ભાઈ, તારા સર્વ અપરાધ મેં માફ કર્યા છે. એ પછી તારીખ ૭ મી જુલાઈની સાંજના સાત વાગતે તેણે દેહ છોડ્યો.” અરે, અરે! જે અર્ધી પૃથ્વીનો રાજા પીટર તેના ખુદ દીકરાને દેહાંત શિક્ષા ખમીને આમ મરવું પડે! તથાપિ જે બનવા સરજીત છે ત્યાં માણસનું શુ ચાલે?

આલેક્સિસના મરણ વિશે જૂદા જૂદા ગ્રંથકારોનાં જૂદાં જૂદાં મત છે. કોઈ કહે છે કે, તેને પીટરે ઝેર દીધું; કોઈ કહે છે કે, તેનું માથું કુવાડીથી કપાવીને પછી સંધાવ્યું હતું; અને કોઈ કહે છે કે, તે શિક્ષાની ધાસ્તીથી હબકી જઇને મરણ પામ્યો. એમાંથી છેલું મત વિશ્વાસ રાખવા જેવું છે, એમ ઘણા વિચારવંતો માને છે, અને અમને પણ તેજ ખરૂં લાગે છે. કેમકે તે સ્વેચ્છાચારી બાદશાહ હતો. તેથી તેને ગમે તેવી શિક્ષા ખુલીરીતે કરવાને હરકત નહોતી, તથા સર્વ માન્ય ન્યાયાધીશોએ પુરાવા વગેરે જોઇને આલેક્સિસને મોતની શિક્ષા ઠરાવી હતી તો આમ છાની રીતે સ્વપુત્રનો જીવ લેવાને પીટર સરખા મોટા મનના માણસને ઘણી શરમ લાગવીજ જોઇએ. એ બાબત કોઈ વિચારવંત પુરૂષને તો સંદેહ રહેશેજ નહિ. હશે, ગમે તેમ પણ એ પિતા પુત્રના ઝઘડાનો પરિણામ એમ આવ્યો ! તેમાં સ્વદેશ કલ્યાણની ઉત્કંઠા અને પુત્રપ્રીતીની લડાઈ પીટરના અંતઃકરણમાં ચાલીને આખરે સ્વદેશ કલ્યાણની ઉત્કંઠાની જીત થઈ! દુનિઆના ઇતિહાસમાં આવા ચમત્કારિક બનાવ ઘણાજ થોડા જડશે ! †પણ આપણા ગુજરાતના પ્રખ્યાત જુના કવિ પ્રેમાનંદે કુપુત્ર મરણથી પિતાને સંતોષ થયાનું દશમસ્કંધના પીસ્તાળીશમા અધ્યાયમાં વર્ણન કર્યુંછેકે,

**રાગ ધન્યાશ્રીની ચાલ.**

(ઉગ્રસેનવચન)

ભલે કંસાસુર મારીઓરે, જાદવકુળ કીધું પવિત્ર;
અધર્મ સમળો ટાળિયોરે, ભલે પધાર્યા દોહિત્ર.

---

†એવા પોતાના ઉજ્વળ જસને રાખીને પોતાના પુત્રોનાં પણ મરણ સહન કરનારા રોમનો બ્રુનસ અને મેવાડનો રાયમલ એવા બેજ જણા માલમ પડ્યા છે.

પુત્ર કરી નવ માનતોરે, લાગ્યો હતો કર્મ સંજોગ;
શ્રીકૃષ્ણવૈદ પધારીયારે, ગયો કંસ લક્ષણ રોગ.
જે પુત્ર ચાલે ઉન્માર્ગેરે, તે પિતાને તજવા જોગ;
થજો વેહેલું મૃત્યું માબાપનુંરે, જો પુત્ર રહે આરોગ.
તે પુત્રથી વાંઝીયાં ભલાંરે, જે લજાવે કુળનામ;
કાંપશે પૂર્વજ તેહેનારે, આપશે અધમ ઠામ.

એવી રીતે કુપુત્રના મરણથી દરેક માણસના મનને સંતોષ થવાનો કુદરતી નિયમજ છે. તથાપિ કોઈ કોઈ દુર્ભાગ્ય પિતાને તેનો અનુભવ હશે. તેને અમારૂં લખવું વધારે ખરૂં લાગશેજ.

આણીમેર એમ ચાલતું હતું તો પણ સ્વીડનના રાજા સાથે જે લડાઈ ચાલતી હતી તે બંધ પડી નહોતી. તથાપિ ઇશ્વરી સંકેતથી એક બનાવ બનાને તે લડાઇનો છેડો આવ્યો. તેની હકીગત એ પ્રમાણે છે:—બારમો ચાર્લસ પાછળ કહ્યા પ્રમાણે તુર્કસ્તાનથી નાશી આવ્યા પછી નાર્વેદેશ ઉપર ચડાઈ કરીને ફ્રેડરિકસ્તાડનામે શેહેરને ઘેરો ઘાલતો હતો. ત્યાં તેને ગોળી લાગવાથી મરણ પામ્યો. (ઈ. સ. ૧૭૧૮ માં). ત્યાર પછી આસરે ત્રણ વર્ષે એટલે ઈ. સ. ૧૭૨૧ના સપ્ટેંબર માસની દશમી તારીખે ન્યૈસ્ટાડમાં રૂશિઆ અને સ્વીડન વચ્ચે કોલકરાર થયા. તે ઉપરથી લિવ્હેનિયા, ઈસ્થાનિયા, ઈનગ્રિયા, કાલિયા, અને વૈબર્ગ, એ બધાં પીટરને મળ્યાં, એ સિવાય ફિનલાંડ પણ તેના તાબામાં આવ્યો. આ કોલકરારથી જે લાભ થયો, તે મેળવવાને સારૂ તેને વીસ વરસ સુધી જાથુની મેહેનત કરવી પડી હતી.

સ્વીડન સરખા પ્રબળ દેશ જોડે લડતાં લડતાં આખરે આપણી આવી ફતેહ થયલી જોઇને પીટર તથા તેની સર્વ પ્રજાને પરમ સંતોષ થયો. જે સ્વીડ લોકો સૈબિરીયા

મધે કેદમાં હતા, તેમને લાગલા છુટા કરીને ખુલી રીતે કહ્યું કે, તમારી મરજીમાં આવે તો તમારે દેશ જાઓ અથવા તો નિરાંતે અહીં રેહો; તમારા વાળને પણ કોઈ અડશે નહિ. વળી જે પુરૂષો બારમા ચાર્લસને માટે પોતાના જીવની દરકાર ન રાખતાં લડીને પીટરને હાથે પકડાયા હતા, તેને પણ સારાં આબરૂ પત્રો આપીને સ્વીડનના નવા રાજા તરફ રવાને કર્યા. ત્યાં તેમને સારૂં માન મળ્યું. એવો પીટર મોટા મનનો હતો. જુવો, પાછળ કહેલા એન્હેરનસ્કિલ્ડનો આ વખત છુટકો થયો. ત્યારે તે બાદશાહની રજા લઈને નીકળતી વેળાએ ઝારે જડાવ ચોકઠામાં મઢેલી પોતાની છબી તેને બક્ષીસ આપી, તે લઈને જ્યારે સ્વીડન ગયો ત્યારે ત્યાંના રાજાએ તેને એક મોટી જગા ઉપર નિમ્યો.

આવડી મહાભારત લડાઈમાં પરમેશ્વરે આપણી જીત કરી, તથા તેથી આપણે આટલો ફાયદો થયો, એમ મનમાં લાવીને પીટરે મોટા સમારંભથી સ્તુતિસ્તોત્રપૂર્વક તેનો મોટો આભાર માન્યો. પોતાની પ્રજાએ સારી મદદ કરી માટે તેમનો ઉપકાર પ્રદર્શિત રીતે તેમને સંતોષવા સારૂ એવો ઠરાવ કર્યો કે, જે માણસો સરકારી પૈસા ખાઈ જવાને લીધે કેદમાં પડ્યા છે. તેમને એકદમ છોડી દેવા; તેમજ જેમની પાસે સરકારની બાકી રેહેલી છે, તે માગવી નહિ, તથા ચોરી અને ખૂનના ગુન્હેગારો સિવાય બીજા તમામ કેદીઓને છોડી દેવા. એ જોઈ આખી રૂશિઅન પ્રજાને પરમ સંતોષ થયો. વળી પીટર મહા પરાક્રમી છે, તથા તે પોતાની પ્રજાને પોતાનાં પેટના છોકરાં કરતાંએ વધારે મમતાથી પાળીને તેને સુધારીછે, એ વાત પ્રજાના સર્વ સુજ્ઞ માણસના મનમાં આવી ચુકી હતી, તેથી તેમણે સર્વાનુમે પીટરને ( ધી ગ્રેટ ) ( પરાક્રમી ) સર્વ રૂશિઅન લોકોનો બાદશાહ અને આખા દેશના માતપિતા" એવો બહુમાનનો કિતાબ સ્વીકારવાની

વિનંતી કરી, તે તેણે કબૂલ રાખી. તે સમયે પ્રધાન સભામાં જે લોકનો મોટો મેળાવડો જમા થયો હતો, તેમણે "પીટર ધી ગ્રેટનું નિરંતર કલ્યાણ થાઓ" એમ ત્રણવાર જયનાદ કર્યો. અને તે દહાડે નાના પ્રકારનાં વાજીત્ર વજાડીને આખા શેહેરમાં આનંદ આનંદ વર્તાઈ રહ્યો. એ ઓચ્છવ આસરે પંદર દિવસ સુધી ચાલ્યો હતો.

વળી ઈ. સ. ૧૭૧૮ થી જે અનેક કારખાના તેણે સરૂ કર્યાં હતાં, તેની દેખરેખ પંડે રાખી. આખા રાજ્યના બંદોબસ્ત સારૂ પોલીસખાતું સ્થાપન કર્યું; અને તળાવો બાંધવાનો વિચાર કર્યો; તથા જે જુગાર રમશે તેને શિક્ષા કરવામાં આવશે એવો કાયદો ઠરાવ્યો. આખા રાજ્યમાં એક સરખું તોલ માપ ચાલું કીધું. દવાખાના સ્થાપન કર્યાં, તથા નિરાશ્રિત છોકરાંને સારૂ કેટલાંએક બાળ રક્ષક ગૃહ બંધાવ્યાં હતાં. તે વખતે અર્થશાસ્ત્રનું જ્ઞાન ઘણું ઓછું હોવાથી માણસને જરૂરના સર્વ પદાર્થની કિંમતનો નીરખ ઠરાવવા સારૂ પીટરે યત્ન કર્યો હતો. તેમજ ઊંચો પોષાક આટલે સુધીની કિંમતનો હોવો જોઇએ, વધારે મુલનો કામનો નથી એવો પણ નિયમ કર્યો હતો. વળી માસ્કોને પીતર્સબર્ગ શેહેરોના રસ્તાની ફરસબંધી કરાવી. ભીખારી ઘણા વધીને લોકોને પજવતા હતા તેને બંધ કર્યા અને ગંદકી વગેરે જે વાતોથી લોકોની પ્રકૃતીનો બીગાડ થાય એવી બાબતો બંધ પડવા વિષે સખત બંદોબસ્ત કર્યો. વળી સ્વદેશ બહાર જવું એ રૂશિઆના જુના લોકો મહા પાપ ગણતા હતા, પણ તે ઘણું ઉપયોગી છે. એમ સમજીને પીટરે પોતાના સરદાર લોકોના છોકરાંઓને કુટુંબ સહિત પરદેશમાં મોકલીને તેમની મારફત પરદેશ માંહેની સારી રીતભાત પોતાના દેશમાં આણવાનો ચાલ પાડ્યો; અને એજ મતલબથી તે પારકા દેશના લોકોને પોતાના દેશમાં રાખીને તેમના ઉપર હેત

રાજાનો હતો. પરદેશમાંનું જે સારૂં જણાય તે કોઈ પણ રીતે પોતાના દેશમાં આણવાની તેને અતિશય ઉત્કંઠા હતી, એમાંતો સંશય નહિ. આપણા દેશના આટલા બધા નાના મોટા રાજાઓમાંથી કોઈ પીટર જેવો સ્વદેશ હિતેચ્છુ થશે તોજ આપણો દહાડો વળશે.

એણે સેંત પીતર્સબર્ગમાં નાનાં નાનાં હથિઆરો બનાવવાનું એક કારખાનું કહાડ્યું હતું. તે જોવા સારૂ તે હમેશાં જતો હતો. વળી જેણે ઊનનાં વસ્ત્રો વણવાનાં કારખાનાં ત્યાં કહાડ્યાં હતાં તેને ઉત્તેજન મળવા સારૂ પૈસાની પુષ્કળ મદદ કરતો. તેથી એમ થયું કે, લશ્કરના પોષાક સારૂ જે કાપડ જર્મનીથી આણવું પડતું તે ત્યાંથીજ મળવા લાગ્યું. તેના રાજમાં સોનું, રૂપું, લોઢું અને તાંબાની મોટી ગંજાવર ખાણો હતી, તેની તપાસ કરવા સારૂ એક મંડળીની નિમણુંક કરી. તેનું કામ એટલુંજ હતું કે ધાતું કહાડતાં જે ખરચ થાય તે ધાતુની કિંમત કરતાં વધારે થાય છે કે ઓછો તે જોવું, ને તેની હકીગત પીટરને જાહેર કરવી. જમા ખરચની બાબતમાં પીટરની નજર ઘણી તિક્ષણ હતી.

પેહેલાં યુરોપખંડના બીજા દેશોથી માલ પ્રથમ આર્કેંજલમાં આવતો હતો તે હવેથી પીતર્સબર્ગમાં આવે અને વેચાય એવા ઠરાવ કર્યા. ઈરાનથી પુષ્કળ રેશમ આસ્ત્રાખાનમાં જતું; ત્યાંના વેપારીઓને તેની ઘણી મદદ હતી. સૈબેરિયા અને ચીન જોડે વેપાર ઘણોખરો પોઠી વડે ચાલતો હતો. પણ તેને વચમાં *લમાણ લોકોના લુટારૂપણાને લીધે ચીના લોકોએ બંધ પાડ્યો હતો. પણ બનાવ એવો બન્યો કે ચીન દેશનો બાદશાહ કાંગહી માંદો પડ્યો તેને ચીના વૈદોના ઓસડથી ટીકી લાગી નહિ; એ ચીનાઓ યુરોપખંડના જોશીઓને પોતાના જોશીઓ કરતાં કુશળ ગણતા હતા.

* તુર્કીજાત છે. તે લુટવાનો ધંધો કરેછે.

તેજ પ્રમાણે ત્યાંના વૈદો પણ આપણા વૈદો કરતાં હોંશિઆર હશે એમ ધારીને ચીનાઈ બાદશાહએ રૂશિઆ જોડે વેપાર જારી કરીને પીટર પાસે વૈદ માગ્યો. તે ઉપરથી તેણે બેલનામે એક વૈદરાજને તેની ભણી રવાને કર્યો. ત્યાર પછી પણ એકવાર ફરીને લમાણ લોકોની બાબતમાં ટંટો થયો. પણ તે ઝટ પતી ગયો. તેથી હાલમાં કેટલાક રૂશિઅન લોકો ચીનાઈ રાજધાની પેકીનમાં મોટા વેપારી થઈ બેઠાછે.

એમ પીતર્સબર્ગનું કામ પતી ગયા પછી પીટર માસ્કોમાં આવ્યો. ત્યાં ઘણી ઘાલમેલ તેની નજરે પડી. તે બંધ પાડવાને એક મંડળી નીમી. તેમાંથી ઘણી ખટપટો ઉત્પન્ન થઈ. તેમાં સૈબીરિઆ પ્રાંતનો સુબેદાર ગાગારિન લમાણ લોકોને નિચોવીને ઘણા પૈસા ખાઈ ગએલો માલમ પડ્યો. તેને તરત કેદ કર્યો. તેની પાસે ઝારે જાતે જઈને એવું વચન આપ્યું કે, તું જો ખરેખરી વાત ઝાહેર કરીશ તો તારા સર્વ અપરાધ હું માફ કરીશ, એ ઉપરથી તે કબુલ થયો ને પોતાના બધા ગુન્હા એક કાગળ ઉપર પોતાને હાથે લખીને પીટરને આપ્યા. તે કાગળ ન્યાયસભા આગળ વંચાયો ત્યારે ગાગારિને ત્યાને ત્યાંજ જવાબ દીધો કે "ઝારે મારા ઉપર જુલમ કરીને એ મારી પાસે લખાવી લીધુંછે, વાસ્તિવિક જોતાં એમાંનો એકે અક્ષર ખરો નથી." એ સાંભળીને પીટર લગારેક ગમખાઈને બોલ્યો, "ઠીક, ખરો ઇનસાફ થાય એવી મારી મરજી છે. એના શાક્ષીપુરાવા લો ને પછી શું થાયછે તે જુવો." તે પ્રમાણે શાક્ષીપુરાવા લેતાં ભરપુર સાબીતી થઈ, ને ફાંશીની સજા ઠરી. ત્યારે પેલો કેદી આંખમાં આંસુ આણીને બોલ્યો, "હવે મહારાજા મારા ઉપર કૃપાદ્દષ્ટિ કરે એવું મેં કંઈ ઠેકાણું રાખ્યું નથી." આખરે તેને અદાલતની સામા તેનાં સર્વ સગાં વહાલાં દેખતાં ફાંશીએ ચડાવ્યો.

પીટર આવડા મોટા રાજપ્રકરણમાં ગુંથાયા હતો તોએ, દેશકલ્યાણ તરફથી તેનું ધ્યાન ઓછું થયું નહોતું. તેણે કેટલાએક જુવાન માણસોને હાલાંડ અને ઇટાલીમાં ચિત્રવિદ્યા અને શિલ્પ કામ શીખવાને મોકલ્યા હતા. તે શીખીને આવ્યા પછી તેમની પાસે દેવાલયો ઉપર તરેહ તરેહનાં ચિત્રો કઢાવ્યાં તથા રાજમેહેલ વગેરે સુંદર ઇમારતો બંધાવી. વળી તેને નાટકનો ઘણો શોખ હતો, તેથી તેણે ઇટાલી દેશમાંની નાટક કરવાની રીત પોતાના દેશમાં ચાલુ કરી.

વળી તેણે સાર્વજનિક જમણવારોનો સારો બંદોબસ્ત થાય તો આપણા દેશનાં સ્ત્રીપુરૂષોની રીતભાત સુધરે વાસ્તે તે બાબત કેટલાએક નિયમો ઠરાવ્યા. તે નિયમની મતલબ અમે અહીં લખીએ છીએ, તે ઉપરથી રૂશિઅન લોકોની સ્થિતિ તે વખત કેવી હતી તે ધ્યાનમાં આવશે, અને તે ઉપરથી આપણી જમણવારોના ધારામાં શું સુધારવું જોઇએ તેનો કંઈક રસ્તો જડશે. "૧ લું જમણવાર કરનારે જમવાની જગાએ એક જાહેર ખબર મારવી. ૨ જું લોકોએ પાંચ વાગ્યાની અંદર જમવું નહિ તથા દશ વાગા જતાં સુધી ભૂખ્યા ન રેહેવું,—૩ જું ઘરધણીએ, ખુરશીઓ, રોશની, ખાવાપીવાના પદાર્થો, અને ગંજિફા વગેરે રમવાનો સામાન ઇત્યાદિ સર્વ વાતની તૈયારી રાખવી, તથાપિ તેણે જાતે પરોણાઓની સેવા કરવાની જરૂર નથી. પણ તે ફક્ત ત્યાં હાજર રેહેશે એટલે બસ. ૪ થું ઠરાવેલી વખતમાં જેની મરજીમાં આવે તેણે આવવું ને જવું. ૫ મું દરેકે બેસવું, ફરવું, રમવું, બોલવું, અથવા જેમ જેને ઠીક લાગે તેમ રહેવું. તેમાં જો કોઈ ગેરવર્તણુંકથી વર્તતો તેને એક મોટો લોટો ભરીને દારૂ પાવો, એ શિક્ષાછે,— ૬ ઠું સરકારના મુલકી, લશ્કરી, તથા આરમારના અમ-

સદારો, આબરૂદાર વેપારીઓ, અને વહાણ બાંધનારા-ઓએ પોતાનાં બૈરાંછોકરાંસહિત જિયાફતમાં આવવું.તથા નોકર લોકોને બેસવાને જુદી જગા રાખવી." આ નિયમથી ઘણો સુધારો થયો છે. રૂશિયન લોકોને દારૂ પીને ઝપવાની ઘણી ટેવ હતી, તે ઘણીખરી મટી ગઈ એમ કહીશું તો ખોટું નહિ કહેવાય.

પીટરને જુવાનીમાં દારૂ પીવાનો ઘણો છંદ હતો. પણ વખત જતે તે ખોડ તેણે છેકજ મૂકી દીધી. વળી તે ક્યા-થેરાઇનને સાથે લઇને જમવા બેસે ત્યારે પોતાનો એક ચાકર અને રાણીની એક દાસી એવાં બેજ માણસો રા-ખીને બાકીનાઓને બહાર જવાનું કહેતો. તેનું કારણ એક દહાડો ઇરાનના વકીલ સાથે જમવા બેઠા હતા ત્યારે તે બોલ્યો તે ઉપરથી માલમ પડ્યું કે, "હજુરીઆ અને ખીદમતગારો હમેશાં પોતાના ધણીના મોં તરફ એકી નજરે જોયા કરેછે. ને ધણી શું બોલેછે તે ધ્યાન દઇને સાંભળે છે, ને પછી તેના બોલવાનો અર્થ પોતાની મરજી મુજબ કરીને કહેછે તેથી લોકોમાં તે વિષે ખરાખોટા ગ-પાટા ફેલાય છે." એ વાત કંઇક ખરીછે.

પીટરના વખતમાં નાના મોટા સ્ત્રી પુરૂષ, જેની મરજીમાં આવે તે વૈરાગ લઇને મઠમાં જઈ રહેતાં, અને તેનાં ખાવા પીવાનો ખરચ સરકાર ઉપર પડતો. એ ઝારને ઠીક ન લાગ્યું. પણ તે સમજાવ્યા સમજે એવા નથી એમ જોઇને તેણે એક એવો કાયદો કર્યો કે, માણસને પચાસ વર્ષ પુરાં થયા વિના જોગી થવું કામનું નથી. એ વિશે એક વાર તે બોલ્યો કે, "મુલકી અને લશ્કરી ખાતામાં સુધારો કર્યો પણ ધર્મખાતું સુધાર્યું નહિ, તો પરમેશ્વર મને શું કહેશે!" મતલબ કે બધા ધર્મનું ધણીપણું પોતાની પાસે લઇને પછી ઉપર કહેલો કાયદો અમલમાં એકદમ

આણ્યો. એ કામ તેણે બહુ સારૂં કર્યું. એમાં સંદેહ નથી. કારણ જુવાનીમાં જોગી થવું એ માનવ સ્વભાવથી છેકજ ઉલટું છે. ને તેથીજ આપણા દેશના ઘણાએક બાવાના મઠોનાં મંદીરો દુરાચારના ધામ ગણાયછે.

એ વખતમાં પીટરને પોતાના રાજ્ય માંહેના વેપાર વિષે વિચાર કરતાં મનમાં આવ્યું કે, જો પેહેલાં પ્રમાણે કાસ્પિયન સમુદ્ર ઉપર આપણો અમલ ચાલે તો ઘણું સારૂં થાય. એટલામાં તે સમુદ્રના કાંઠા ઉપર એક બનાવ બન્યો. ઇરાનનો બાદશાહ હુસેન ઘણો વિષયી ને ઢીલો હોવાથી તેના રાજ ઉપર અફગાન રાજા મીરમહંમદે ભારે લશ્કર સહિત સ્વારી કરી, અને લેસજિયન લોકોએ કાકેશસપર્વત ઉપરથી ઉતરીને તેની સરહદનાં શેહેર લઇ તેના સર્વ રહેનારાઓને કતલ કર્યા. તેમાં ત્યાં રહેનારા ત્રણસે રૂશિઅન લોકો કપાઈ ગયા ને મીરમહંમદની મોટી જીત થઈ. તથા તેણે હુસેન પાસે પોતાનું ધણીપણું કબૂલ કરાવ્યું. એટલે ભાવતું હતું ને વૈદે કહ્યું, તેમ પીટરને આ લોકોની તરફથી સ્વારી કરવાનું બહાનું જડ્યું. તેથી ત્રણસે રૂશિયનના જીવનું વેર લેવાને નિમિતે કાસ્પિયન સમુદ્ર ઉપર અમલ બેસાડવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. તેમાં પહેલવહેલો તેણે મીરમહંમદ પાસે પોતાનો એક વકીલ મોકલ્યો. તેનું અને તેના બાદશાહ (ઝાર)નું મીરમહંમદે ઘણું અપમાન કર્યું. તે એક, અને હુસેન તરફથી મદદની માગણી આવેલી તે બીજુ એ કારણો મનમાં આણીને પીટરે કાસ્પિયન સમુદ્ર ઉપર સ્વારી કરવાનો નિશ્ચય કર્યો. મોટું લશ્કર જમાવીને તે સમુદ્ર ઉપર અને સાથે સાથે ઇરાન ચાલવા માંડ્યું. તથાપિ એમ કરવાથી કંઈ લાભ થયો નહિ.

પીટર એવી રીતે સ્વારીમાં બહાર ગુંથાયો હતો ત્યારે માસ્કોમાં કેટલાએક કેદીઓ ઇનસાફ થવા સારૂ અટકાવી

રાખવામાં આવ્યા હતા. તેમાં સ્કાફિરાફ નામે ઝારની મેહેરબાની વાળો એક માણસ હતો. તેના ઉપર ઇનસાફની અદાલતમાં અનેક અપરાધોની સાબિતી થવાથી મરણ દંડની સજા ઠરાવી હતી. તે આવતી સવારે અમલમાં આણશે એવો ઢંઢેરો સાંજે ફરી ચક્યો હતો. તેથી જોવા સારૂ નકાશની જગાએ હજારો તમાશગીરો હાજર થયા હતા. ઠરાવેલે વખતે સઘળી તૈયારી થઈ ચૂકી. કેદીને લાવ્યા. તેને શિક્ષાપત્ર વાંચી સંભળાવવામાં આવ્યું. કેદીએ ઘણો ખેદ કરીને પોતાના સર્વ અપરાધ કબૂલ કર્યા. એટલે ઠરાવેલો વખત થયો ત્યારે પરમેશ્વરનું સ્મરણ કરીને કમનશીબ સ્કાફિરાફે પોતાનું ડોકું ઢીમચા ઉપર મૂક્યું; ને જલાદે ઘા કરવાને પોતાનો કુવાડો ઉગામ્યો એટલામાં એક હલકારો આવીને બૂમ પાડવા લાગ્યો, "અરે જરા સબૂર કરો, સબૂર કરો, મહારાજાએ એના જીવ ઉપર દયા કરી છે! મારશો નહિ!!" તે ઉપરથી ફરીને તેને કેદમાં પૂર્યો. અને એ માણસે મોટાં મોટાં કામો કર્યાં હતાં. તે મનમાં આણીને તેની મોતની શિક્ષામાં ઘટાડો કરીને દેશપાર કર્યો. તથા તેની સર્વ માલમત્તા જપ્ત કરીને સરકારમાં આણી. એ ફેરફાર ક્યાથેરાઇને કરાવેલો કહેવાયછે. કારણ કે તેનું તેના ઉપર ઘણું હેત હતું. અને તે જ્યારે પીટરની પછવાડે ગાદીએ બેઠી, ત્યારે તેને સૈબેરિયામાંથી પાછો બોલાવ્યો હતો.

એ પછી ઈ. સ. ૧૭૨૩ ના માર્ચ મહિનામાં પીટર નવી રાજધાની સેંટપીટર્સબર્ગમાં આવ્યો ને ત્યાં એક મોટું સર્વ શાસ્ત્રના સંગ્રહનું વિદ્યાલય સ્થાપન કર્યું. તેમાં હાલમાં ઘણો સુધારો તથા વધારો થઇને ઉત્તમ સ્થીતિ પામ્યું છે. તેની પાસે એક વહાણો બાંધવાની ગોદી છે. તેમાં પણ મોટો સુધારો કર્યો છે.

એ પછી પીટરે પોતાને હાથે પોતાની વહાલી રાણીકથાથેરાઇનને રાજ્યાભિષેક કર્યો. તે વખતનો સમારંભ મહા ભારત હતો. તે કરવા પહેલાં પીટરે એક મોટી સભા ભરીને ભાષણ કર્યું, તેની મતલબ આવીઃ—"સ્વદેશી બાંધવો, ગયાં વીસ વર્ષની લડાઇમાં હું મારા જીવની દરકાર ન રાખતાં મારા દેશના કલ્યાણ સારૂ કેટલું મથ્યો છું. તે તમે જાણોછોજ, મારે કહેવું પડે એમ નથી. તેમાં આપણા દેશની જીત થઈ તે પરમેશ્વરની કૃપાનું ફળછે. અમારી વહાલી રાણી પોતાની મળે અમારી જોડે એ સંકટમાં આવી હતી. અને એ સ્ત્રી જાત છતાં સારી સલાહ આપીને અમને ઘણી મદદ કરી એ પણ તમારા ધ્યાનમાં હશેજ. પ્રુથની લડાઈ વખત આપણી પાસે માત્ર વીસ હજાર લશ્કર હતું. ત્યારે આપણા દુશ્મન તુર્ક સરકારના એક લાખ વીસ હજાર લશ્કરે આપણને ઘેરી લીધા હતાં, તે અણીની વખતે એણે આપણ બધાનો કેવો બચાવ કર્યો તે આપણે બધાંને સારી રીતે સાંભરેછે. ખરેખાત, એ પ્રસંગે એની ધીરજ અને ચતુરાઈ જણાઈ આવ્યાં તે ધીરજ અને ચતુરાઈ સ્ત્રી જાતમાં ક્વચિત્તજ માલમ પડે. વળી એણે અમારે માટે મેહેનત કરીછે તથા અમને ઘણી ઉપયોગી પડીછે માટે અમે એને માથે મુગટ ઘાલીને એને વધારે માનવંતી કરવા ઇચ્છીએ છીએ. અને એમ કરવાને અમને પરમેશ્વરે અધિકાર આપ્યો છે, એ મહા ખુશીની વાત છે."

પછી તે સમારંભની તૈયારી કરાવી. રાજમેહેલો રંગાવ્યા. રસ્તા સુશોભિત કર્યા. નાના પ્રકારનાં વાજિત્રો વાગવા લાગ્યાં, બધા લોકો સારા સારા પોશાકો પેહેરીને રાજ મેહેલમાં એકઠા થયા. મિજલસ ભરાઈ, ને પીટરની સ્વારી રાણી સહિત આવી ત્યારે બધા લોકોએ એક મોટો

જયનાદ કર્યા. પછી રાજા રાણી અને સર્વ મંડળી પોત પોતાની જગાએ બેઠા પછી મુખ્ય ધર્માધ્યક્ષે રાણીના માથા ઉપર હાથ મૂકીને મોટે ગંભીર ચેહેરે કહ્યું, "હે સર્વ સાક્ષી પરમેશ્વર, તું તારા પરમ પવિત્ર આકાશી ધામથી અમારી તરફ કૃપા દૃષ્ટિએ જો. તારા પ્રિય પુત્રના રક્તપાતથી એ તારી દયાને પાત્ર થઈ છે. અને એ અમારા પ્રભુની રાણી થાય એવી તે ગોઠવણ કરી છે. એને શક્તિ આપ, એને રાજ્ય ચિન્હથી શોભાવ, એને શતાયુ કર, મુક્તિ પ્રાપ્તીનો દંડ એના હાથમાં આપ; એને ન્યાયાસન ઉપર બેસાડ; તારી કૃપા દૃષ્ટિવડે એનું સંરક્ષણ કર, એના લશ્કરને બળ આપ, સર્વ પ્રજા એનો અધિકાર માને એમ તું કર, એનું મન તારી ભક્તિમાં પેસે એમ કર, અને તારી ઈચ્છાને અનુસરીને એને ચલાવ; એને લોકોનો યોગ્ય ન્યાય કરવો, દુઃખીના ઉપર દયા કરવી; અનાથ બાળકોનું રક્ષણ કરવું. અને આખરે તારી પાસે આવીને હમેશનું મુક્તિ સુખ ભોગવવું એમ તું કર." એ ભાષાણ થઈ રહ્યા પછી ઝારે પોતાને હાથે રાણીને પોષાક પેહેરાવ્યો, માથે મુગટ પહેરાવ્યો, તથા હાથમાં રાજદંડ આપ્યો. તેથી રાણીના અંતઃકરણમાં પ્રેમનો ઉભરો આવીને ઝારને પગે પડવા નીચી વળી. એટલામાં તેને ઊંચી ને ઊંચી ઝાલી લઇને આલિંગન કર્યું! એ પ્રસંગનું વર્ણન હવે કેટલું કરીએ? સર્વને આત્માનંદ થયો, ને પોત પોતાને ઘેર ગયા.

પીટર શરીરે સુદૃઢ હતો તથા તે ખાવા પીવામાં ઘણો નિયમિત રહેતો તેથી તે સેહેજ સાજ માંદો પડતો નહિ. અને જરા ઓછુંવતું જણાય તો વૈદ તેને ઓસડ આપીને સારૂં કરતા. પણ તેના મૂત્રાશયમાં કંઇ વિકૃતિ થઈ તે કેટલાક વર્ષ થયાં થોડું થોડું વધતું હતું. પણ તે વાત તે.

નુ કોઇને જણાવી ન હોતી. તેથી તેને ઉપચાર થયો નહિ. પણ જ્યારે ઘણી વેદના થવા લાગી તે સેહેવાઈ નહિ, બ્લુમેત્રાસ્તનામે નામીચા વૈદને દેખડાવ્યું તે તેને જબર લાગ્યું ત્યારે તે વેદલૂ નામે મારકોના પ્રખ્યાત વૈદને સેંટ-પીટર્સબર્ગમાંથી બોલાવી મંગાવ્યો. એ વગર બીજો એક હાર્ન નામે ઇંગ્રેજ શસ્ત્ર વૈદ્ય ત્યાં હતોજ. તે ત્રણે જણે વિ-વિચાર કરીને તે રોગ ઉપર ઓસડ આપ્યું. તેથી તેને ઘણો ફાયદો થયો, અને વૈદોના કહેવા પ્રમાણે તે ત્રણ મહિના સુધી પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યો નહિ. પણ ત્રણ મહિના ગયા પછી લગારેક સારૂં લાગવા માંડ્યું ત્યારે હોડીમાં બેસીને સ્ફ્લુસેલબર્ગ જવાનો વિચાર કર્યો. તેને એમ ઉતાવળ ન કરતાં કેટલાક દહાડા ઘરમાં રહેવાનું વૈદોએ ઘણું કહ્યું, પણ તેણે પત કર્યું નહિ. તે સાથે કેટ-લાક વૈદોને લઇને હોડીમાં બેસીને તર્ણીમેર ચાલ્યો તેને તે મુસાફરીમાં ઠીક લાગ્યું તથા હવા સારી હતી. તેથી ઠરાવેલ ઠેકાણે ન ઉતરતાં ફિનલાંડના અખાતના કાંઠા ઉપર લાકતામાં જઈ ઉતર્યો. તે બંદરમાંથી આગાડી ચા-લતા હતા એટલામાં તેજ અખાતમાં એક નાની હોડીમાં કેટલાક સિપાઈ તથા ખલાશી બેઠા હતા. તે એક ખડક સાથે જઇને અથડાતી પીટરના નજરે પડી. તેથી તેમ-ની તેને દયા આવી માટે તેમની મદદ સારૂ પાસેની એક બીજી નકામી હોડી ઉતાવળી આણવા વિષે તેણે પાસેના માણસને કહ્યું. તે નકામી હોડી ઘણા પાણીમાં નહોતી તો પણ માણસોએ જોઇએ તેટલી ઉતાવળ કરી નહિ. તે જોઈ પીટર જાતે ઘુટણ સુધીના પાણીમાં ઉતરીને પોતે હોડી તાણવા લાગ્યો. તે જોઇને બધા લોકો દોડ્યા. અને તે હોડીની મદદથી કાળના મોડામાં પેઠેલા સિપાઇઓ અને ખારવા બચ્યા. એ સારૂં થયું. પણ તે પાણીની

સરદીના જોરથી રાતે પીટરને અતિશય તાવ આવ્યો. અને ખાવાનું બંધ થયું. તે વખતથી જે તેની પ્રકૃતિ બગડતી ચાલી, તે પછી કદી સુધરી નહિ. ને આખરે બાવન વર્ષની ઉમરે ન ગભરાતા શાંત ચિત્તથી ઈશ્વરનું સ્મરણ કરીને ઈ. સ. ૧૭૨૫ ના જાનેવારી મહિનાની અઠાવીસમી તારીખે મરણ પામ્યો.

હવે આપણે ખચિત વેહેલા મરીશું, એવું જ્યારે પીટરને માલમ પડ્યું, ત્યારે કંઈ લખી મુકવું એમ તેને ઇચ્છા થઈ પણ હાથ ઉચકાયો નહિ. માટે પોતાના કહેવા પ્રમાણે લખવા સારૂ પોતાની વહાલી દીકરી આનને પોતાની પથારી પાસે બોલાવી. તે પ્રમાણે તે આવીને બેઠી એટલામાં તેની જીભ ખેંચાઈ ગઈ. એટલે એની મેળેજ મનની વાત મનમાં રહી. કોઈ ગ્રંથકાર એમ કહે છે કે પોતાની પાછળ આનને સિંહાસન ઉપર બેસાડવાની બાદશાહની મરજી હતી. અને એજ બાબત તેની પાસે તે લખાવવાનો હતો. પછી એમાં ખરૂ તો જે હોય તે ખરૂં, તથાપિ પોતાની પાછળ પોતાના રાજ્ય તથા પ્રજાનું હિત જેને હાથે થાય એવા ઉત્તમ પુરૂષને ગાદીએ બેસાડવાનો તેનો મુખ્ય હેતુ હતો. એમાં તો સંશય નહિજ, ને આ ઉપરથી સાબીત થાય છે કે જ્યારે પ્રુથ નદી ઉપર તે મહા સંકટમાં પડ્યો હતો. ત્યારે તેણે પોતાના પ્રધાન ઉપર એક કાગળ લખ્યો હતો તેની આખર એમ લખ્યું હતુ કે, "અરે, જો હું અહીં મરૂં એવોજ ઈશ્વરી સંકેત હોય તો, તે કેમે કર્યો મટવાનો નથી. તથાપિ મારૂં તમને એટલુંજ કહેવાનું છે કે, મારા મોતની ખરી ખબર તમને મળે ત્યારે, તમારામાંથી જે કોઈ ઘણોજ ડાહ્યો અને લાયક હોય તેણે મારી ગાદી ઉપર બેસીને રાજ્યનું કામ ચલા-

વવું." આ પત્ર ઉપરથી તે પોતાના દેશની કેટલી ફિકર રાખતો હતો, એ ખુલ્લું માલમ પડે છે.

પીટરનું ચરિત્ર હવે સમાપ્ત થયું, માટે તેના એકંદર સ્વભાવ વિષે થોડું કહી આ બાબત પુરી કરીએ છીએ. તેના સ્વભાવમાં એક બીજાથી ઉલટી ઘણી વાતો હતી. તે પાછળ વર્ણન કરેલા ઇતિહાસ ઉપરથી સેહેજ ધ્યાનમાં આવવા જેવી છે. તેના દેશના લોકો ઘણા અજ્ઞાન ને ઘણા જંગલી હતા. તેવા લોકોને સુધારવાનું કામ તેણે હાથમાં લીધું હતું, તેથી તેને વખત આવે વિચાર ફેરવીને પોતાનું કામ સાધવું પડ્યું. કોઇને નઠારો કહેતાં ઘણો વિચાર કરવો પડતો નથી, પણ પોતાની યોગ્યતા સંભાળીને કોઇની ધમકીથી ન ગભરાતાં પ્રતિપક્ષીઓના કપટના મનસુબા નિષ્ફળ કરવામાં ઘણા ડહાપણની જરૂર પડે છે. તો આને સ્વદેશી પ્રજાનો સુધારો કરવા સારૂ તેમની લાંબી દાઢીઓ ધડાધડ કપાવી નાંખી અને તેના અંગરખાની લાંબી ચાળો કપાવી ત્યારે તેના અગણિત નિંદા કરનારા નીકળી પડ્યા હતા. તથાપિ—

"ગમે તો વંદો કે નિંદો
અમારે સ્વહિતનો ધંધો"

એજ તેનો નિયમ હતો માટે આખરે પાર પડ્યો. તેની જગા ઉપર ઓછી હિંમત વાળો પુરૂષ લોકોથી કંટાળીને એ ફાયદેમંદ ઉદ્યોગ છોડી દેત. બીજા દેશના લોકો પીટર વિષે ગમે તે બોલે તેના ઉપર મન ન લગાડતાં, માત્ર જે રૂશિયન લોકો તેની મશ્કરી કરતા હતા, તેમનોજ પરિવાર હવે કેવો માને છે તે જોવાથી તેની ખરી યોગ્યતાવિષે લગારે શંકા રેહેશે નહિ. તે તેને ઘણો મોટો સમજે છે, દેવ પ્રમાણે તેને માન આપે છે, વાર તેહેવારે તેનું સ્મરણ કરે છે, અને એવો તે પરાક્રમી થઈ ગયો માટેજ અમારો દેશ

આટલી યોગ્યતાએ ચડ્યો એમ ખુલ્લી રીતે કહે છે. તો હવે બીજો પુરાવા શા માટે જોઇએ? જે જુના લોકો પીટરને નિંદતા અને અદેખાઈ કરતા હતા, તે કોઈ ઇશ્વરી ચમત્કારથી પોતાની કબરમાંથી ઉઠીને હાલની સ્થિતિ જોય, તથા તે શી રીતે મળી તેની તપાસ કરે તો આપણે પીટરનો દ્વેષ અને નિંદા નાહક કરી, એમ કબૂલ કરીને અતિશય દલગીર થયાવિના રહે નહિ. હાલમાં રૂશિઅન લોકો પીટર નામને મોટું માન આપે છે. તેની ટોપી, તેનો ડગલો, તથા તેના પગના મોજા, તેનાં કામ કરવાનાં હથીઆરો, તેને હાથે બનાવેલી કારીગરીના નમુના, ઇત્યાદિ અનેક વસ્તુઓ તેણે સ્થાપેલી પાઠશાળામાં ઘણા જતનથી રાખી મૂકી છે. તેની તરફ જોઇને પીટરવિષે લોકોની પૂજ્યબુદ્ધિ વધે છે. વળી તેનાં પુતળાં પણ તેમણે કરીને મુકેલાંછે. સારાંશ, જેણે કરીને પીટરનું નામ ઘણા કાળ સુધી રહીને તેની કીર્ત્તિ આ દુનિયામાં વધારે વધારે ફેલાય એવું કોઈ પણ કામ કરવાનું તેમણે બાકી રાખ્યું નથી.

મેજર જનરલ ગાર્ડન નામે ઇંગ્રેજ સરદાર પીટરના લશ્કરમાં ઘણી મુદતસૂધી ચાકરીમાં હતો, તથા તેને પીટર જોડે સારૂં ઓળખાણ હતું, તેણે પીટરના સ્વભાવનું વર્ણન એક ઠેકાણે કર્યું છે, તે ખરૂં અને ચિત્તવેધક છે. તેની મતલબ આમ છે કે, "ખરે ખરી મોટાઈ મેળવનારા જે પુરૂષો આજસુધીમાં થઈ ગયા છે, તેમાં પીટર ગણાય છે. તેણે અતિ ઉત્તમરીતે પોતાના રાજ્યનો સુધારો કર્યો; તથા પોતે જાતે લશ્કરનાં તમામ નાના મોટાં કામો કરીને સ્વઉદ્યોગથી કેમ વધવું તે પોતાના લોકોને તેણે શીખવ્યું, ને યુદ્ધવિદ્યાની મીઠાશ ચખાડી; વળી પરદેશમાં જાતે જઇને તેમના લોકોના સારી રીતભાત જોઇને મોટી મેહેનતે સ્વદેશના લોકોમાં તે દાખલ કરી. વળી લશ્કર તથા આર-

માર વધારીને નવા રૂપમાં આણ્યું, અને તેના ખરચનો બંદોબસ્ત કર્યો. નાના પ્રકારના પદાર્થો બનાવવાનાં કારખાનાં સ્થાપ્યાં અને પોતાના લોકોને સર્વ પ્રકારની કારીગરીનું કામ શીખવ્યું. તથા જળમાર્ગે વેપાર વધારીને, કદી કોઈના સ્વપ્નામાં પણ નહોતું, એવી સહેલાઈથી સુખની વસ્તુઓ પોતાની પ્રજાને મેળવી આપી. નાનાપ્રકારની તદબીરે શત્રુને હઠાવ્યા. મતલબકે ત્રીસ વર્ષની મુદતમાં મુલકી લશ્કરી અને ધર્મ સંબંધી ખાતામાં આટલો ફેરફાર કરી, પોતાની પ્રજાને પુષ્કળ સુધારીને સન્માર્ગે લાવ્યો. એવા બીજો રાજા સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારથી આજ સુધીમાં કોઈ થયો નથી, એમ વગર બીકે કહી શકાશે. તેણે બેહદ શ્રમ કીધો માટેજ એટલો વહેલો મુવો. તે ક્રુર નહોતો; પણ સખત હતો. તેણે પોતાના કુટુંબના અને બીજા કેટલાએક તેની મેહેરબાની વાળા માણસ વગર કોઈ અપરાધીને માફ કર્યું નથી. વળી કેટલાએક દેશોમાં લાંચ લેવી એ ગુન્હો ગણાતો નથી; પણ પીટર તેને મોટો અપરાધ ગણીને તેને માટે ભારે સજા કરતો હતો. તેણે ક્યાથેરાઇન સરખી નીચકુળમાં ઉપજેલી સ્ત્રીના હાથમાં પોતાનું રાજ્ય સોંપ્યું એટલી વાત બાદ કરતાં બાકીના બીજાં તેનાં અદભુત કાર્યોવડે માત્ર રૂશિયનોનેજ શું, પણ આખી દુનિયાને અચંબામાં નાંખી. પણ તેની તેના ઉપર અતિશય પ્રીતિ હતી, તેના જેટલો ભરોંસો બીજા કોઈ ઉપર રાખતો નહિ; તેણીએ તેનાં મોટાં મોટાં કામો કર્યાં હતાં, અને તે તેના અપ્રતિમ સુખનું કારણ થઈ પડી હતી; એ વાતનો વિચાર કરતાં તેણે પોતાનું રાજ્ય તેને હવાલે કર્યું, તે કંઈ વધારે નથી અથવા તેમાં તેની ભૂલ નથી. એમ સેહેજ સમજાશે. જો તે એમ ન કરત અને પોતાના દીકરા પીટરને ગાદીનો માલિક ઠરાવી દેતતો બિચારી ક્યાથેરાઈનને

તેના છોકરાં સાથે સેર્ગીરિયામાં વનવાસ ભોગવવા જવું પડત. અને તે દુઃખથી ત્યાં તત્કાળ મરીજાત. એમાં શક નથી. તો તેણે જે રાજપદ ઉપર તેને બેસાડી તે તેના જીવનું જોખમ ન થવા સારૂજ બેસાડી; બીજી કશી મતલબ નહોતી. તેની જાતનો તેને કશો ખરચ નહોતો. રાજાલોકો જેમ પોતાના દરબારનો વૈભવ કરેછે. તેવા તેને ગમતો નહોતો. તેનું ખાવું પીવું એક સાધારણ માણસના જેવું હતું. અને તેને મંડળીમાં હોય ત્યારે તેની સાથે વિનોદ અને સમયોચિત ચમત્કારી ભાષણ કરવામાં ઘણી મીઠાસ લાગતી. તેને મંડળીમાં બેસવા ઉઠવાનું ઘણું ગમતું હતું. તે જાતે મોટો રસિક હતો. વળી જેમ આપણે ખાઇ પીને આનંદમાં રહીએ છીએ તેમ પાસેનાં માણસો રહે એવી તેની ધારણા હતી. તે પોતાની સાથે હથિઆરબંધ સિપાઇઓ કદી રાખતો નહિ, અને બીજાં પણ પાંચ છ માણસોથી વધારે પાસે નહોતો રાખતો. વળી અમથોજ કોઇ મોટી અદબથી અને સંભાળથી તેની જોડે બોલવા લાગતો તેને તે ધિક્કારતો હતો. તે પરથી લાગેછેકે, પોતાની જોડે બધાએ ખુલ્લા દીલથી બોલે એવી તેની ઇચ્છા હતી. મતલબકે, તેણે રાજસુખ જેવું કદીએ ભોગવ્યું નથી. ને એના જેવો પુરૂષ હવે પછી કોઇ થશે કે નહિ, તેને માટે મને મોટી શંકા છે.

વળી કાકસ નામે એક ગ્રંથકારક થઇ ગયોછે, તેણે પીટર વિષે લખ્યુંછેકે, "મેં પીટર ધિ ગ્રેટની કબર જોઇ, ત્યારે મારા મનમાં તેના વિષે પૂજ્યબુદ્ધિ અને ધાક એકદમ ઉત્પન્ન થયાં. તેને ફલાણો માણસ અપરાધીછે, એમ એકવાર લાગ્યું એટલે બસ, પછી તે પુરૂષ હો કે સ્ત્રી હો, નાનો હો કે ઘરડો હો, સગો હો કે પારકો હો, તેને ઘટતી શિક્ષા કરવાને તે કદી ચૂક્યો નથી. એ ઉપરથી તે નિર્દય હતો

એમ કોઇએ સમજવું નહિ; પણ ખરો ન્યાય થવાની તેની ઘણી ઇચ્છા હતી. ગુસ્સાના આવેશમાં એકાદી ખોટી વાત તેનાથી બની જતી તો ઘણો પસ્તાઇને ખુલ્લી રીતે એમ બોલતો હતો કે, 'હું મારી પ્રજાનો સુધારો કરૂંછું, પણ ખુદ મારા પોતાથી સુધરાતું નથી! શું કરૂં ? એક મોટા વિદ્વાનનું કહેવું એમ છેકે, પીટરમાં ક્રૂરપણું હતું ખરૂં, તથાપિ ઘણા ઉત્તમ કાયદા કરતો હતો, તેથી કોઇને ઘણું માઠું લાગતું નહોતું. તેણે પોતાની પ્રજાને ઘણી સુધારી, નવીરીત મુજબ પોતાનું લશ્કર અને આરમાર બનાવ્યું, કળા કૌશલ્યને આશરો આપ્યો; ખેતી અને વેપાર ઘણો વધાર્યો; મતલબકે, તેણે રૂશ દેશની મોટાઇનો પાયો નાંખ્યો, એમ કહેવાને ચિંતા નથી." એક કવિ કહેછેકે, "હે વિદ્યા! પીટર આવડો મોટો પુરૂષ થઈ ગયો, તેથી તું ફુલાઇશ નહિ; કારણ કે એમાં તારૂં કામ કાંઇએ નથી! હે વિશ્વરચના! પીટરની મોટાઈનો સર્વ જશ માત્ર તારો છે! તારો સદા જય થાઓ!"

વિચાર કરી જોતાં માલમ પડેછે કે પીટર સરખા રાજા આ પૃથ્વીની પીઠ ઉપર ઘણા થોડા થઈ ગયા હશે. રાજાથી રંકસુધી, નાનાથી મોટાસૂધી, અને છેકજ અજ્ઞાનથી તે મોટા પંડિતસૂધી માણસનો બધો ઉદ્યોગ સ્વહિતાર્થે ચાલેલો હોયછે. તેમાં હિત બાબતની સમજણ જુદી જુદી હોવાથી દુનિયામાં ઉદ્યોગનો ક્રમ તરેહવાર થયો છે. પીટર સ્વદેશના ફાયદાને સારૂ જે આટલો શ્રમ કરતો હતો, તેને કીર્તિ અને પરમાર્થ પ્રાપ્તિ આ બેમાંથી એક અથવા લગાર લગાર બંને કારણો હશે, એમ અનુમાન થાયછે. આપણી પ્રજાનું હિત કરવાની આપણી ફરજ છે, એમ એકલો પીટરજ જાણતો હતો એમ નહિ. પણ એ વાત છેક જંગલી લોકોના રાજાથી તે છેક ઘણાજ સુધરેલા

લોકોના બાદશાહ સુદ્ધાં જાણેછે. પણ તે પ્રમાણે ચાલવાની વાત છેક જુદી છે. તે રાજાના સ્વભાવ ઉપર આધાર રાખેછે. સિંહાસન ઉપર બેઠેલા માણસને યુદ્ધ, દાન, સ્વદેશહિત, પરોપકાર, દયા ઇત્યાદિ અનેક સાધનોથી કીર્તિ મળવા જેવું છે. તેમાં જેની જેવી રૂચી હોય તે પ્રમાણે તે આચરણ આદરે છે. પીટરને સ્વદેશહિત સરખો બીજો પદાર્થ જણાયો નહિ માટે તેની વૃત્તિ તેણીમેર ગઈ. ખરેખરૂં જોતાં રાજામાં એજ સદ્ગુણ ઘણો જરૂરનોછે. જુવો, પીટરપણ એક માણસ હતો, અને તે રાજા હતો, તેણે કરીને તેની મરજી પ્રમાણે સુધારો કરવાનું બન્યું, એટલે માણસના હાથથી દેશના સુધારા સરખાં મોટાં કામો પાર પાડનારામાં તેની ઇચ્છા ઉદ્યોગ અને બળ એ ત્રણે જોઇએ, ફક્ત એકથી ફાયદો થતો નથી.

પીટરધિગ્રેટે કયાં કયાં કામો કર્યાં તેનું વર્ણન અગાડી કરવામાં આવ્યું છે, તે બધાં કામમાં પીટર્સબર્ગ શહેર સૌથી પેહેલું ગણાય છે. જે ઠેકાણે આ રાજધાની શહેર વસ્યું છે, ત્યાં પીટર શિવાય બીજા કોઈ બાદશાહથી એ શહેર બંધાત નહિજ. તે શહેર એવે નઠારે ઠેકાણે બાંધેલું છતાં હાલમાં તેની બરોબરી કરનારા બીજાં થોડાંજ શહેરો આ પૃથ્વી ઉપર મળી આવશે. તેની લંબાઈ અને પોહોળાઈ આસરે ૭ ૭ મૈલનીછે. તેમાંની ઇમારતો ઘણી મોટી અને સુંદર છે. તેમાં વસ્તી આસરે એકલાખ સીતેર હજારની છે. તેના સાધારણ રસ્તાની પોહોળાઈ ૬૦ ફુટ અને મોટી સડક ૧૨૦ ફુટ પોહોળી છે. તેમાં પાંત્રીસ મોટાં ભજનાલય અને કેટલાક મોટા રાજમેહેલોછે. ત્યાંની ઇસ્પિતાલોમાંની એકતો ખાસ બૈરાંઓને સારૂ બાંધેલી છે; એમાં મરજીમાં આવે તે સ્ત્રીથી ગુપ્ત રીતે પ્રસૂત થઇને સુવાવડમાંથી પરવાર્યા પછી છોકરાંને ત્યાંના સરકારી અ-

મલદારને સોંપીને ચાલ્યા જવાય, એવી ગોઠવણ રાખીછે. તે છોકરાંની બરદાસ્ત સરકાર રાખેછે. એ શેહેરમાં ભારે આવ જા છે. ફકત એક ઘોડાની આસરે ત્રણહજાર ગાડીઓ ફરતી ફરે છે. ત્યાંના લોકો સુખી છે. તથા તેમનું ધ્યાન વેપાર તરફ વધારે છે. પીટરે જે બીજાં કામ કર્યાં છે તે ઉપરથી તેનું નામ ઘણા દિવસ સુધી રેહેશે, એ ખરૂં, તથાપિ તે શેહેરથી જેટલા દિવસ તેનું નામ ગાજશે તેટલા દિવસ બીજી કોઈ વાતથી સાંભરવાનું નથી.

દેશમાં સારો રાજા ઉત્પન્ન થાય એ તેના સુભાગ્યની વાત છે. શરીરમાં જેમ જીવ, તેમ પ્રજામાં રાજાછે, એમ કહીશું તો ખોટું નથી. જુવો, જીવની સ્થીતી બરાબર ન હોય અથવા એકાદ ખોટી ચટ પેઠીતો જેમ શરીરની ક્ષિણતા થાયછે. તેજ પ્રમાણે રાજાની મૂર્ખાઈથી પ્રજા દુર્દશા પામેછે. હવે જીવને સુવૃત્તિ મળવાને જેમ ઇશ્વરની કૃપા જોઇએ, તેમ દેશમાં સારો રાજા ઉત્પન્ન થવાને પણ પરમેશ્વરની મેહેરબાની જોઇએ. કેટલાએક માણસોને નાનપણથી સંસ્કાર મળવા છતાં નઠારા નીકળેછે; તેમજ કેટલાકો નાનપણથી કશુંએ શિક્ષણ ન છતાં સારા નીકળે છે. એવા બંને પ્રકારનાં ઉદાહરણો ઇતિહાસમાંથી જડેછે. તે ઉપરથી જાણીએ છીએ કે, રાજા સારો નીકળવો એ પ્રજાના સુભાગ્યનું વિશેષ કારણ છે. પીટર સરખા સારા રાજા ઉત્પન્ન થયા અને સ્વદેશના સુધારાનો ઉદ્યોગ કરવા લાગ્યા એટલે તેની પ્રજામાંથી કેટલાકને ત્રાસ ભોગવવો પડે, એ ખરૂં છે. તથાપિ તેણીમેર ધ્યાન દોડાવવું ઉપયોગનું નથી. રોગ મટાડવા સારૂ કડવું ઓસડ જરૂરનુંછે એ વાત ધ્યાનમાં રાખવાની છે.

મહાન પીટરે સ્વદેશ હિત માટે જે પરિશ્રમ કર્યા, તેની હકીગત સાંભળીને, આળશુ, વિષયી, અને મુર્ખ રાજાએ શરમાવું જોઇએ. આ રાજા નાનપણથી ડાહો

નહોતો. તથાપિ આપણે તથા આપણી પ્રજા બધા જંગલી છીએ, એવુંજ તેના મનમાં છેક પેહેલું આવ્યું, તેજ તેના ડાહાપણનો મૂળ પાયો છે. હું શાહાણોછું, અને મારી પ્રજા સુધરેલી છે, એવું જો તેને લાગ્યું હોત તો જ્ઞાન મેળવવાને જાત નહિ, ને ત્યાં જુવત નહિ, તો જ્ઞાન ક્હાંથી આવત ને તેને જ્ઞાન ન મળત તો પોતાની પ્રજા શીરીતે સુધારત ! અરેખાત, પીટર આવો ઉદ્યોગી, શૂરો, અને પરાક્રમી જો ન નીકળત તો રૂશિઆ દેશનું રાજ્ય સ્વીડન દેશના બારમા ચાર્લ્સે તે વેળાનુંજ જીતી લીધું હોત, એ વાત પાછળ કહેલા ઇતિહાસ ઉપરથી સેહેજ ધ્યાનમાં આવવા જેવી છે ! પીટર મહા ઉદ્યોગી હતો. ઉદ્યોગની બાબતમાં તેનો દાખલો લેવાને રાજાઓને કઠણ પડશે એમાં નવાઈ નથી. પણ તેના જેટલા ઉદ્યોગ કરવાને ધાબડધોંગા એકાદા ગરીબને પણ મોટી પંચાયત પડશે, એમાં શક નથી. તેના વિષે ગ્રંથોમાં જે લએલું છે, તેનો વિચાર કરતાં તે રાજા છતાં તેણે એકાદા મધ્યમ પ્રતીના સરકારી અમલદારના જેટલું પણ સુખ ભોગવ્યું નથી, એમ જણાઈ આવશે. સાધારણ રીતે જોતાં માણસનું સઘળું વલણ પોતાના સુખ તરફ હોય છે, તેને એક બાજુએ મુકીને પીટરે સ્વદેશ સુખને સાર પરિશ્રમ કર્યા, એ વાત તેને અત્યંત શોભા આપનારી છે. સ્વહિત તરફ નજર ન રાખતાં માત્ર પરહિત માટે જે સાધુઓ મેહેનત કરેછે, તેના કરતાં પીટરની યોગ્યતા વધારે સમજવી જોઇએ. કેમકે આપણા પરિશ્રમનું ફળ જે નિરંતરનું સુખ તે આપણને મરણ પછી સ્વર્ગ લોકમાં નક્કી મળશે, એવી આશા રાખીને તે મેહેનત કરેછે; તેવો કોઈ પ્રકાર પીટરની વાતમાં જોવામાં આવતો નથી, ત્યારે તે પરહિત સંબંધમાં સાધુ કરતાંએ મોટો એમ સઘળાએ કબૂલ કરવુંજ જોઇએ.

સમાપ્ત